

# શ્રી ગણેશપૂજન વિધિ

(વેદોક્ત તથા પુરાણોક્ત)


પ્રકાશકઃ—

મોઢવણિક શેઠ માણેકલાલ વિજભુખણદાસ
દાણાવાળા.

ઠે૦ ઘર નં. ૯. સી. પી. ટેન્ક રોડ-મુંબઈ.





વિક્રમાર્ક ૧૯૮૪.] પ્રથમ આવૃત્તિ પ્રત ૧૦૦૦ [સને ૧૯૨૭

કિમ્મત રૂ. ૨-૦-૦

# પ્રયોજન

**અન્નાદ્ ભવન્તિ ભૂતાનિ પર્જન્યાદન્નસંભવઃ ।**
**યજ્ઞાદ્ ભવતિ પર્જન્યો યજ્ઞઃકર્મસમુદ્ભવઃ ॥૧॥**

અર્થઃ-અન્નમાંથી સર્વ પ્રાણી માત્રની ઉત્પત્તિ છે, વૃષ્ટિવડે અન્ન થાય છે, યજ્ઞવડે વૃષ્ટિ થાય છે તથા યજ્ઞની ઉત્પત્તિ કર્મમાંથી છે.

આ રીતે કર્મને લઇ આખું વિશ્વ રચાયલું છે. કર્મ બે પ્રકારનાં છેઃ-નિષ્કામ કર્મ તથા સકામ કર્મ. નિષ્કામ કર્મથી ચિત્ત શુદ્ધ થાય છે ત્યારે સકામ કર્મવડે પ્રાણી જન્મમરણના ફેરામાં અટવાયા કરે છે. આવા દેવયજનાદિરૂપ કર્મ બ્રાહ્મણ કરાવે છે, પણ બ્રાહ્મણનું વચન સફળ ક્યારે થાય? તેનાં પોતાનાં કર્મ શુદ્ધ હોય ત્યારે. જો બ્રાહ્મણ પોતે નૈષ્ઠિક ન હોય તો પછી તેના વચનથી કાર્યસિદ્ધિ કદી પણ થઈ શકશે નહિ. હાલમાં જે રીતે યજમાનની શ્રદ્ધા ઉઠી ગઇ છે, તે જ પ્રમાણે બ્રાહ્મણવર્ગ પણ એવો થઇ ગયો છે કે, જેથી યજમાનની શ્રદ્ધા તેનાપર ચોંટતી નથી. જો કે આ આક્ષેપ બધાને વાસ્તે નથી, પણ સામાન્ય સ્થિતિ હાલમાં આવા પ્રકારની છે. હવે યજમાનને કર્મપર શ્રદ્ધા ચોંટે તથા બ્રાહ્મણ પણ પુસ્તક વાંચી અવિચ્છિન્ન કર્મ કરાવી શકે, એવા હેતુને લઇ આ લઘુ પુસ્તકની રચના કરવામાં આવી છે. આમાં વેદોક્ત મંત્રો આપેલા છે; તે જ પ્રમાણે પુરાણોક્ત મંત્ર પણ આપેલા છે. જેને જે મંત્રો સુગમ લાગે તે લઇ શકે. વેદોક્ત મંત્રો કેવળ એક ગણપતને ઉદ્દેશીને જ બોલાતા નથી, પણ સર્વ દેવના પૂજનવિધિમાં પણ તે મંત્રોનો પ્રયોગ કરવામાં આવે છે. દરેક માંગલિક કાર્યમાં ગણપતિનું પૂજન પ્રથમ કરવામાં આવે છે. પ્રથમ શિખાબંધન કહી, ગણપતિસ્મરણ એમ કહેવામાં આવે છે. આનો અર્થ એ છે કે, શરીરને વિશે જે જઠર અગ્નિ બળે છે તેની શિખા બ્રહ્મરંધ્રને વિશે છે તેનું બંધન કરવું. આ વિધિનું કારણ એ છે કે, વ્યાવહારિક વિષયમાં યજમાનનું મગજ દોડી જાય નહિં. ગણપતિ સ્મરણ કહેતાં આત્મા સંબંધી વિષયને

વિશે પૂજનવિધિ કરનારે મનને પરોવવું.કારણ, ચિત્તની વૃત્તિઓ અનેક છે અને તેના ભોક્તા જૂદી જૂદી ઇન્દ્રિયો છે અને ગણનો અર્થ ઇન્દ્રિયો છે તથા તેનો પતિ આત્મા છે. આ જીવાત્માને મુષકરૂપી વાહન છે. હવે મુષકનો અર્થ અહંકાર છે. કારણ મુષ્ણાતીતિ મુષકઃ અર્થાત્ સાત્વિક બુદ્ધિનું હરણ કરે તે. આ અહંકારરૂપી વાહન જીવનું છે. પણ જ્યારે અહંકારરૂપી વાહન બદલાઇ વૃષભ અર્થાત્ સાત્વિક વૃત્તિરૂપ વાહન થાય છે ત્યારે જીવનો શિવ થાય છે અર્થાત્ પુત્ર પિતારૂપે થાય છે. હવે ન્યાસ કરવાનું કારણ એ છે કે, જે દેવનું પૂજન કરવાનું હોય તે સ્વરૂપે પોતે થવું. પછી દેવના ન્યાસ કરવાનું કારણ એ કે, તે જ દેવના સ્વરૂપનો આવિર્ભાવ તેને વિશે કરવો. પછી "દેવો ભૂત્વા દેવં યજેત્" પોતે અમુક દેવસ્વરૂપે થઇ તે જ દેવનું પૂજન કરવું. પણ અમુક દેવસ્વરૂપે થઇ તેથી બીજા દેવનું પૂજન કરવું નહિં. હવે બ્રાહ્મણને જો પોતાને મંત્રાદિ વિધિ મોઢે ન હોય તથા પોતાથી કરાવી શકાય એમ ન હોય તો આ પુસ્તક જોઇ અવિછિન્ન કર્મ કરાવી શકે, એવા હેતુને લઇ આ પુસ્તકની યોજના કરવામાં આવી છે. વિધિ કરાવનારા અને કરનારા વર્ગને મારી વિજ્ઞપ્તિ એ છે કે, આ નાનું પુસ્તક વાંચી હંસ ક્ષીરની માફક સારને ગ્રહણ કરો તથા જે ભૂલ રહેલી હોય તે સુધારી પોતે અવિછિન્ન કર્મ કરાવો.

લી. શ્રી ગણપતિના ઉપાસક

**માણેકલાલ વિજભુખણદાસ દાણાવાળા.**





મોઢવણીક માણેકલાલ વિજભુખંણદાસ દાણાવાલા

જન્મ સંવત ૧૯૧૦ પોષ વદ ૨. સોમ.

Lakshmi Art, Bombay, 8.

# શેઠ માણેકલાલ વિજભુખણદાસ દાણાવાલાનું

## જીવન ચરિત્ર

શ્રીમાન્ શેઠ માણેકલાલના દાદા જેઠાભાઈ સુરતમાં કરીઆણાનો વેપાર કરતા હતા. પોતે પ્રમાણિકપણાથી ઘણી સારી રીતે ધંધો ચલાવતા હતા. તેઓશ્રીનું યુવાવસ્થામાં જ અવસાન આવ્યું. જ્યારે તેમનું અવસાન થયું, તે સમયે તેમના પુત્ર વિજભુખણદાસની ઉમર કેવળ બાર વર્ષની જ હતી. તેઓશ્રીનો જન્મ સંવત ૧૮૭૯ ની સાલમાં થયો હતો. શેઠ વિજભુખણદાસથી વિદ્યાભ્યાસમાં ઘણો સમય કાઢી શકયો નહિ. કારણ નાનપણમાંથી ઘરનો ખટલો તેમના શિરપર પડ્યો. શેઠ વિજભુખણદાસની ઉમ્મર સોળ વર્ષની થઇ,તેવામાં તેમનાં માતુશ્રી બાઇ વીચકોર પરલોકવાસી થયાં પોતાની માતુશ્રી ગુજરતા પહેલાં તેમનાં લગ્ન ભરુચમાં શેઠ પરશોતમદાસ વેણીલાલ તેલીવાળાના પૌત્ર અમરતલાલની છોકરી બાઈ મંછાની સાથે થયાં હતાં. શેઠ વિજભુખણદાસ તેર વર્ષની નાની વયમાંથી જ ધંધે રોજગારે લાગેલા. સંવત ૧૯૧૩ માં મુંબઇમાં કોઇ એક વેપારી જે આડતનો ધંધો કરતો હતો તે ગુજરી ગયો. આ આડતીયાને પુત્ર નહિ હોવાથી તેનો એક ભાઇ વહિવટ ચલાવતો હતો. ચોપડાઓ બરોબર ચોખ્ખા નહિ હોવાથી આ આડતીઆએ સુરત આવી શેઠ વિજભુખણદાસને મુંબઇ આવવા કહ્યું. પ્રથમ મુંબઇ આવવા ના પાડી, છતાં ઘણા કાલાવાલા કરવાથી તેમજ શેઠ વિજભુખણદાસના સસરાના સગા હોવાથી આખરે છ માસ માટે હા પાડી. શેઠ આગબોટમાં બેસી મુંબઇ આવ્યા. મુંબઇ આવી એક બે દિવસમાં મુંબઇમાં ફરી સઘળું જોયા પછી તેઓએ ચોપડા તપાસવાનું કામ શરૂ કર્યું. ચોપડામાં તારીજ આદિ નાંખેલ નહિ હોવાથી તેનું બારીક અવલોકન કરી છ માસનું કામ માત્ર એકજ અઠવાડીઆમાં તેમણે પૂરૂં કર્યું. આ રીતે વ્યાપારી હિસાબને વિશે ઘણા જ કુશળ હતા. મહેતાઓને તેમણે સૂચના આપી કે, અમુક રીત પ્રમાણે ભરતીઆં ઉતારી તેપછી આડતીઆઓને બીડજો. ત્યારબાદ

ચોમાસામાં બોટ ચાલે નહિ, તેથી ચોમાસુ બેસતાં પહેલાં તેઓ શ્રી સુરત પાછા ચાલ્યા આવ્યા. તેઓ કેટલોક વખત સુરત રહેતા તથા કેટલોક વખત મુંબઇ આ પેહડીને મદદ કરવા માટે આવતા હતા. સુરતમાં રહેવા છતાં મુંબઇની પહેડીનો વહિવટ પોતે જ કરતા હતા. શેઠ વિજભુખણદાસ સંવત ૧૯૧૬ માં બૈરાં છોકરાં સાથે મુંબઇ આવ્યા અને એ પેહડીમાં ભાગીઆ તરીકે જોડાયા. સંવત ૧૯૧૯ માં જૂની પહેડીમાંથી જૂદા પડી તેમણે વિજભુખણદાસ જેઠાભાઇ નામની પહેડી કાઢી. એમનો ધંધો ઘણો સારો પાયાપર ચાલતો તથા વ્યાપારમાં દિન પ્રતિદિન વૃદ્ધિ થવા લાગી.

સંવત ૧૯૨૫ માં પોતાની ઉમર આશરે ૫૦ ની થવાથી તથા પોતાને માણેકલાલ નામે એકનો એક છોકરો હોવાથી તે છોકરાને પોતાની હયાતીમાં વેપારનો અનુભવ મેળવવા સ્કુલમાંથી ઉઠાડી પોતા સાથે વેપારમાં નાખ્યા. તે વખતે માણેકલાલની ઉમર ૧૫ વરસની હતી. તેણે અંગ્રેજી ચોથા ધોરણ સુધી અભ્યાસ કરેલો હતો. તેમનો સ્કુલમાં અભ્યાસ સારો હતો ને નંબર પણ પેહેલો–બીજો રાખતા હતા. તેઓ હિસાબમાં ઘણા પ્રવીણ હતા. તેઓ દરરોજ સવારે ચાર વાગે ઉઠતા, પછી પોતાનું નિત્ય કર્મ આટોપતા તથા ૬ વાગે પોતે પહેડીના કામપર જોડાતા હતા. સંવત ૧૯૨૭ માં શેઠ માણેકલાલનાં પૂજ્ય માતુશ્રી બાઇ મંછા ગુજરી ગયાં. આ સમયે શેઠ માણેકલાલની માત્ર ઉમર સત્તર વર્ષની હતી. સંવત ૧૯૩૬ માં શેઠ વિજભુખણદાસ પોતાના પુત્રને પેઢીનો વહીવટ સોંપી પોતે શ્રીજી આદિ અનેક સ્થળે ગયા હતા તથા ત્યાં સારું દાનપુણ્ય કરેલું. જ્યારે શેઠ વિજભુખણદાસ સંવત ૧૯૪૨ ના મહા વદ ૯ ને દિવસે ગુજરી ગયા ત્યારે તેમના પુત્ર શેઠ માણેકલાલની ઉમર ૩૨ વર્ષની હતી. શેઠ માણેકલાલ પોતાના પિતાની રીતિને અનુસરી સંવત ૧૯૫૫ માં ગોકુલ, મથુરા, વૃંદાવન, કાશી, ગયા, પ્રયાગ, અયોધ્યા તથા શ્રીજી આદિ સ્થળે ગયેલા. શ્રીજીમાં પણ રાજભોગ આપી ધ્વજા ચઢાવી હતી. દરેક ગામમાં ગોર આદિનો તેમણે સારો સત્કાર કરેલો. કાશીમાં તેમણે પોતાની છોકરી બેન કમળાને નામે તથા

પોતાની પત્નીને નામે ગોરને ગાયોનું દાન આપેલું. તેમણે ડાકોર તથા સુરતમાં પણ શણગાર સહિત ગાયનું દાન આપ્યું હતું. મરકીના તથા દુકાળ ફંડમાં પણ એમણે સારી મદદ કરેલી. તેમણે અનેક સ્થળે ધર્માદામાં ટીપમાં નાણાં ભર્યાં. પારડી તાલુકે ગામ ચીમડ કચ્છમાં કુવો, હવાડો, વીસામાનું છાપરૂં, સરકાર મારફતે સાર્વજનિક લોકના ઉપયોગ માટે બંધાવી આપ્યું. તેઓશ્રીએ સાતે ગાદીને ચાંદીના કટોરા કર્યા હતા. સુરતના મોઢવણિકના રામજીના મંદિરમાં ચાંદીનો કટોરો તથા સોનેરી લપ્પાના વાઘા કરાવી આપ્યા હતા. કાર્લા મધ્યે ક્ષયની સેનીટેરીઅમમાં પણ તેમણે સારી રકમ ભરી આપેલી અને હિંદુ એજ્યુકેશન ફંડમાં સારી રકમ ભરી હતી. તેઓશ્રી સુરત મહાજન બાલાશ્રમમાં મુંબઇની કમીટીના મેંબર છે. (એમણે મહેનત લઇ મુંબઇમાં સારા પૈસા ઉઘરાવી આપ્યા હતા) તેમણે સંવત ૧૯૬૩ માં મુંબઇનું શ્રી મોઢ શુભેચ્છક ફંડ ઘણી મહેનત કરી ઉભું કર્યું. તેમાં પણ પોતે સારી રકમ ભરી, એટલું જ નહિ પણ ઘેરેઘેર જઇ ફંડમાં રૂપીઆ ઉઘરાવ્યા હતા, જેથી તે ફંડ હાલમાં સારી સ્થિતિપર આવ્યું છે. જ્યારથી ફંડ ઉત્પન્ન થયું ત્યારથી તેઓ એ ફંડના ટ્રસ્ટી હતા અને છે. તેમણે સંવત ૧૯૭૯ સૂધી ઓનરરી સેક્રેટરી તરીકેનું ઘણી ખંતથી કામ કર્યું. સંવત ૧૯૭૯ માં તેમણે સેક્રેટરી તરીકેનું રાજીનામું આપ્યું. તેઓ પોતાની તબીએત સુધારવા સુરત ગયા. સંવત ૧૯૭૬ માં તેઓ ઘણાજ માંદા પડ્યા. તેમણે પોતાના એકના એક છોકરા નામે રા. ઈશ્વરલાલને ત્રીજા ધોરણમાંથી ઉઠાડી લઇ પોતાના વહીવટની સમજુતી આપવા માટે પોતાની સાથે રાખ્યા છે. શ્રીમાન્ શેઠ માણેકલાલનો જન્મ સંવત્ ૧૯૧૦ પોષ વદ ૨ ને દિવસે થયો છે. હાલમાં તેઓશ્રી ૭૩ વર્ષની ઉમરના છે. તેઓ અત્યંત દાનશીલ છે. તેઓશ્રોનું દીર્ઘાયુષ થાઓ તથા તેમના પુત્ર ભાઇ ઈશ્વરલાલ પણ પોતાના પિતાના રીતરિવાજને અનુસરી તેમને પગલે ચાલે, એવી હું આશા રાખું છું.

તા૦ ૧૭–૧૧–૨૭ } લી૦ **છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી**

# અનુક્રમણિકા

श्री ગણેશાય નમઃ



# શ્રી ગણપતિ સ્તોત્ર

—:o:—

શ્રી ગણેશાય નમઃ ॥ નારદ ઉવાચ ॥ પ્રણમ્ય શિરસા દેવં ગૌરીપુત્રં વિનાયકમ્ ॥ ભક્તાવાસં સ્મરેન્નિત્યમાયુષ્કામાર્થસિદ્ધયે ॥૧॥ પ્રથમં વક્રતુંડં ચ એકદંતં દ્વિતીયકમ ॥ તૃતીયં કૃષ્ણપિંગાક્ષં ગજવક્ત્રં ચતુર્થકમ્ ॥૨॥ લંબોદરં પંચમં ચ ષષ્ઠં વિકટમેવ ચ ॥ સપ્તમં વિઘ્નરાજેંદ્રં ધૂમ્રવર્ણં તથાષ્ટમમ્ ॥૩॥ નવમં ભાલચંદ્રં ચ દશમં તુ વિનાયકમ્ ॥ એકાદશં ગણપતિ દ્વાદશં તુ ગજાનનમ ॥૪॥ દ્વાદશૈતાનિ નામાનિ ત્રિસંધ્યં યઃ પઠેન્નરઃ ॥ ન ચ વિઘ્નભયં તસ્ય સર્વસિદ્ધિકરં પ્રભો ॥૫॥ વિદ્યાર્થી લભતે વિદ્યાં ધનાર્થી લભતે ધનમ્ ॥ પુત્રાર્થી લભતે પુત્રાન્મોક્ષાર્થી લભતે ગતિમ્ ॥૬॥ જપેદ્ગણપતિસ્તોત્રં ષડ્ભિર્માસૈઃ ફલં લભેત્ ॥ સંવત્સરેણ સિદ્ધિં ચ લભતે નાત્ર સંશયઃ ॥૭॥ અષ્ટભ્યો બ્રાહ્મણેભ્યશ્ચ ચ લિખિત્વા યઃ સમર્પયેત્ ॥ તસ્ય વિદ્યા ભવેત્સર્વા ગણેશસ્ય પ્રસાદતઃ ॥૮॥ ઇતિ શ્રીનારદપુરાણે સંકષ્ટનાશનં નામ ગણપતિસ્તોત્રં સમ્પૂર્ણમ્ ॥



**સ્વ. અ. સૌ. ચંચલલક્ષ્મી ઇશ્વરલાલ માણેકલાલ દાણાવાલા.**

જન્મ સં. ૧૯૬૬ પોષ શુદ ૬ સોમ. સ્વ. સં. ૧૯૮૪ ચૈત્ર વદ ૧૦ રવૌ

# અ. સૌ. સ્વ. ચંચળલક્ષ્મી ઈશ્વરલાલ દાણાવાળાનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

અ. સૌ. ચંચળલક્ષ્મી (ઉર્ફે મંગલી)નો જન્મ સં. ૧૯૬૬ના પોષ શુદ ૬ ને વાર સોમે ધરણગામવાળા નગીનદાસ કીસનદાસ ઠાકોરલાલને ઘેર થયો. હતો. આ બાઇનાં માતુશ્રી બાઈ જડાવ એમને આઠ વર્ષનાં મૂકી ગુજરી ગયાં હતાં. માતુશ્રીના મરણ બાદ તે પોતાના ભોજાઈ ગંગા-સ્વરૂપ માણેકના હાથ હેઠળ ઉછરી મોટાં થયાં હતાં. તેઓશ્રીએ પોતાના પિતા સાથે શ્રીનાથજી, કાશી, અયોધ્યા, એકલિંગી, ગોકુળ, મથુરા, વંદ્રાવન વગેરે અનેક સ્થળે જાત્રા કરી હતી. તેઓ મરાઠી ચાર ચોપડી ભણેલાં હતાં. એમના કાકા દેવચંદદાસે મુંબઈ આવી એમના વિવાહની ગોઠવણ કરી હતી. રા. રા. દેવચંદદાસે રા. રા. માણેકલાલ વિજભૂખણદાસ દાણાવાળાને કહ્યું કે, તમો તમારા છોકરાને લઇ ધરણગામ જળગામને રસ્તે થઇ આવજો. તેમના કહ્યા પ્રમાણે રા. માણેકલાલ પોતાના છોકરા ઇશ્વરલાલને લઇ સં. ૧૯૭૮ ના કારતક વદ ૯ ને વાર બુધે નીકળી ગુરુવારને દિવસે પહોંચ્યા. તે સમયે રા. દેવચંદદાસને વૃદ્ધાશૌચ પડ્યું હતું, જેથી તેઓએ એમ કહ્યું કે, અમો કોઇથી પૂજામાં બેસી શકાશે નહી. માટે અમારા જમાઈ ચંદુલાલને બેસાડો. રા. માણેકલાલે કહ્યું કે, વધારે ઉતાવળ કરવાની જરૂર નથી. અમો તો છોકરીને જોવા આવ્યા છીએ. વૃદ્ધાશૌચ ઉતર્યા પછી વાક્દાન થશે. તેમ છતાં રા. દેવચંદદાસે માન્યું નહી. તેમણે લગ્ન સં. ૧૯૭૮ માગસર વદ ૫ ને વાર સોમે લીધાં. ત્યાર બાદ વરકન્યા બેઉને માગસર વદ ૧૦ ને વાર શનેઉએ ધરણગામથી વિદાય કર્યાં.

પોષ સુદ ૧૪ ને ગુરુવારે ચિ. ઈશ્વરલાલ તથા ચંચળલક્ષ્મીએ ઘણા જ હર્ષથી પોતાને મુકામે આવી શ્રી સત્યનારાયણની પૂજા કરી.

બાઇ ચંચળલક્ષ્મીના બાપનો માણસ ગોરધનદાસ પોષ વદ ૫ ને વાર બુધે તેને ધરણગામ તેડી ગયો. આ વખતે કેટલીક મુંબઇની નવાઇની ચીજો વાપરવા પૈસા તથા પોસ્ટકાર્ડો વગેરે પોતાની પુત્રવધૂને રા. માણેકલાલે આપેલા. ફાગણ સુદ ૧૦ ને વાર બુધે જનાબાઇ સાથે આવી અ. સૌ. ચંચળલક્ષ્મી આવ્યાં. સંવત્ ૧૯૭૯ ના શ્રાવણ સુદ ૨ ઉપર સુરત આવ્યાં. સંવત્ ૧૯૮૨ ના આસો વદ ૧૦ ને વાર રવેઉએ તેઓ મુંબઇ આવ્યાં. તેઓ ગુજરાતીમાં ઘરનો સઘળો ખર્ચ પોતે જ લખતાં હતાં તથા દર મહીને મેળ કાઢી પોતે જાતે તપાસી જોતાં હતાં. ગુજરાતી અક્ષર એમના એવા સારા હતા કે, સારું નામું લખનારને પણ કોરણે બેસાડે. તેઓશ્રી બાપકર્મી નહુતાં, પણ આપકર્મી હતાં. પોતે પારકાનાપર આધાર રાખનાર ન હતાં, પણ પોતાનાપર જ પોતે ઝઝુમતાં હતાં. સુરતથી એમના સીમંતનો ખોળો ભરવા માટે એમના પિયરીઆંને ઘણા કાગળો લખ્યા, પણ તેના જવાબ આવેલા નહી. મુંબઇમાં સં. ૧૯૮૩ ના કારતક સુદ ૬ ને વાર ગુરેઉ તા૦ ૧૧ મી નવેંબર ૧૯૨૬ ને દિવસે સીમંતનો ખોળો ભરવામાં આવ્યો. એમના પિયરનું તે વેળા કોઇ આવ્યું ન હતું. તેમ સુવાવડ માટે પણ તેડાવેલી નહી. કારતક વદ ૨ તા૦ ૨૨ મી નવેમ્બરે ૧૯૨૬ ને રોજ પુત્રી પ્રસવ થયો હતો. પણ તે પુત્રી કારતક વદ ૦) ને વાર રવેઉ તા૦ ૫ મી ડીસેમ્બર ૧૯૨૬ ને રોજ સ્વર્ગવાસ થઇ હતી. એમની સુવાવડ ડાકટર પુરંધરની હોસ્પીટાલમાં કરવામાં આવી હતી. સંવત્ ૧૯૮૩ ના ભાદરવા સુદમાં એમનો કાકો દેવચંદદાસ મુંબઇમાં આવેલો. તેઓને ઘેર બોલાવી મંગાવ્યા. રા. માણેકલાલે કહ્યું કે, અ. સૌ. ચંચળલક્ષ્મી બે જીવવાળાં છે. તેથી તમો એને તમારે ત્યાં ધરણગામ તેડી જાઓ. કુદરતી સર્વેને પીએર જવાનું મન થાય, માટે તમો ચંચળલક્ષ્મીને લઇ જાઓ તો તેને સારું લાગશે. મારે ત્રીજી વૈરીએ એકનો એક છોકરો છે ને તમો બાઇને નહિ તેડી જાશો તો ઉલટો મને તથા મારા છોકરાને નિસાસો પડશે. આના ઉત્તરમાં રા. દેવચંદદાસે કહ્યું કે, હમણાં નહિ, પછી થઇ રહેશે. એમના આડતીઆ રા. ગંગા-

રામ છબીલદાસના માણસ પાસે કહેવડાવ્યું. તેને એમ કહેવામાં આવ્યું કે, મુંબઇમાં શું દુઃખ છે. અમારા ગામડાં કરતાં અહીં સારૂં છે. પછી હશે તો થઇ રહેશે. સંવત્ ૧૯૮૪ ના માગસર વદ ૧૪ પર પુરંધરની હોસ્પીટાલમાં પુત્રપ્રસવ થયો. પણ બીજે દિવસે પુત્ર દેવલોક પામ્યો. બાઇ ચંચળલક્ષ્મી તે વખતથી ઘણી માંદી પડી. તાવ તથા ઉધરસ દિવસે દિવસે વધતો ગયો. એક ઘાટણને ચંચળના સસરાએ હોસ્પીટાલમાં માવજત માટે રાખી હતી. તેને રોજ તરીકે રૂ. ૧॥ આપવામાં આવતો હતો. તે ઉપરાંત હોસ્પીટાલની નરસો માવજત રાખતીતે જૂદી. દિવસ જતાં સુવારોગનું જોર વધતું ગયું. પોષ સુદ ૬ ને શુકર તા૦ ૩૦ મી ડીસેંબર સને ૧૯૨૭ ને રોજ એના બાપને તાર મૂકયો કે ચંચળ હોસ્પીટાલમાં ઘણી માંદી છે. પણ પિયરથી કોઇ આવ્યું નહિ. તેમ તારનો કશો જવાબ પણ મળ્યો નહિ. પછી બાઇના સસરા બાઇને મ્યુનીસીપાલીટીની એમબ્યુલસ-બસ ગાડીમાં ઘેર લઇ આવ્યા. બાઇ સંપૂર્ણ રીતે શ્રીગણપતિમાં શ્રદ્ધાળુ હતાં. તેઓ દર મહિને સંકષ્ટી ચોથ કરતાં હતાં. ગર્ભયુક્ત હતાં, છતાં ચોથ તેઓ મૂકતાં નહિ. જો કે પોતાને ક્ષયરોગ હતો, છતાં સંકષ્ટી ચોથને દિવસે તેઓ પૂર્ણ પ્રેમથી ગણપતિની પૂજા કરતાં હતાં. તેમણે પોતાને હાથે સોનાની દાબડીમાં છેવટની વખતે પણ ગણપતિની મૂર્તિની પૂજા કરી સુવાડી હતી. મરણના છ દિવસ આગમજ સંકષ્ટી ચોથને દિવસે પોતાને હાથે પાંચ દિવેટ કરી રાતના ચોથની પૂજામાં, પોતે સૂતાં સૂતાં ગણપતિની આરતિ ઉતારી. તેઓ શ્રી ગણપતિને પગે લાગ્યાં, પોતાની પથારીની ચારે બાજુએ શ્રી ગણેશની મૂર્તિ રાખી નિરંતર ધ્યાન તેનું જ કરતાં હતાં. તે નિરંતર ગણપતિનું ધ્યાન કરતાં હતાં. એક સેકન્ડ પણ મરણ સુધી તે ગણપતિના ધ્યાનમાંથી ચૂકયાં ન હતાં. તેમને ધર્મપર અત્યંત પ્રીતિ હતી. જ્યારે જ્યારે દર્શન કરવા જાય ત્યારે ત્યારે ઉદાર હાથે ગરીબોને દક્ષિણા તથા મેવો વગેરે દાન આપતાં હતાં. એમના સસરાએ એમની તરફથી રૂ. ૫૦૦) ધર્માદા કાઢ્યા હતા. પોતાના ગોર આદિતરામને બોલાવી સંવત્ ૧૯૮૪ ના ચૈત્ર સુદ ૧૦ ને વાર શનેઉએ

તેમની પાસે સવારના પહોરમાં રૂા. ૫૦૧)ના સંકલ્પ કરાવ્યો હતો. તેજ વેળા જર્મનના થાળાનું પદ ઉપસ્કર સહિત બ્રાહ્મણને દાનમાં આપ્યું હતું. મરણ પહેલાં છ દિવસ આગમજ એમના સસરાએ કહ્યું કે, તને શ્રીમંતમાં રૂા. બે હજાર ખોળામાં મૂકીને બક્ષીસ આપેલા છે. સદરહુ પૈસા મારા છોકરાને વારસામાં જોઇતા નથી. પણ તે પૈસા તારે ધર્મ કરવાના છે. આ પરથી અ. સૌ. ચંચળલક્ષ્મીએ કહ્યું કે, એમાંથી રૂા. ૧૦૦૦)ની નોટ આપણા ઘરના ઠાકોરજી શ્રીગણેશને ભેટ કરવી. આમાંથી જે કાંઇ વ્યાજ આવે, તે ગણપતિના કામમાં વાપરવું. બીજા પૈસા તમારી ધ્યાનમાં આવે તેમ વાપરવા. તેમણે પોતાને હાથે રૂા. ૧૦) ફાગણ સુદ ૨ ને વાર ગુરેઉએ ધન્વંતરિ આરોગ્ય મંદિર કાર્યાલય, કે જે કોટમાં છે તેમાં આપ્યા હતા. રૂા. ૫) શાસ્ત્રી છોટાલાલને ધર્માદામાં આપ્યા હતા. બ્રાહ્મણોને ધોતીઆં તથા બ્રાહ્મણીઓને સાડીઓ આપી હતી. ચૈત્ર વદ ૧૦ ને વાર રવેઉ તા૦ ૧૫ મી એપ્રિલ સને ૧૯૨૮ સ્વર્ગવાસ પામ્યાં હતાં. મરણને દિવસે પણ પોતાને હાથે ત્રણ જણને ધોતીઆં તથા સાડી આપ્યાં હતાં. તેઓ પોતાના સસરાની તરફ ઘણી માનની દૃષ્ટિથી જોતાં હતાં. તેઓને પોતાના પિતા સમાન ગણી અનેક પ્રકારે તેમની સેવા વગેરે ઉઠાવતાં હતાં અને 'બાપા'ના નામથી સંબોધતાં હતાં. લગ્ન વખતે કન્યાદાનમાં સોનારૂપાના મોતીના દાગીના, લુગડાં તથા રોકડ રૂા. મળેલા છે. તેમને રીતમાં એના સસરાજી તરફથી લુગડાં વગેરે મળેલાં છે. આ સર્વે એના પીયરીઆં પાસે છે. તે સર્વની વ્યવસ્થા એના સસરાજીને કરવા કહેલી છે. હોસ્પીટાલમાંથી ઘેર લાવ્યા, તે દિવસથી સારવાર માટે બે ત્રણ બાઇ ઘાટણો, ભટ, ચાકર તથા બાપદીકરા એની સારવારમાં રહેતા હતા. ડાકટરો અવારનવાર ઘેર આવતા હતા. અહીંના ખાસ ડાકટર બીલીમોરીઆને પણ બોલાવ્યો હતો. આ રીતે ડાકટરની દવા વગેરેમાં આસરે રૂા. એક હજાર એમના સસરાએ ખર્ચ્યા હતા. તેમ ધર્મમાં પણ રૂા. ૨૫૦૧) અંકે પચીસો એક સૂધી કર્યો હતો. પરમાત્મા એમના આત્માને એમની શ્રદ્ધા પ્રમાણે સર્વદા સુખમાં રાખે, એટલી સૌની યાચના છે. લી૦

**છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.**

॥ श्रीगणेशायनमः ॥

# अथ गणेशपूजा पद्धतिः

# तत्रभाद्रपदशुक्लचतुर्थ्यां सिद्धिविनायकव्रतम् ॥



નામ—આ વ્રતનું નામ સિદ્ધિવિનાયક વ્રત.

સમય—એ વ્રત ભાદ્રપદ શુદી ચતુર્થીને દિવસે કરવું. આ વ્રત કરવામાં મધ્યાહ્ન કાળનું માહાત્મ્ય વધારે હોય છે. અર્થાત્ આ વ્રત કરવામાં મધ્યાહ્ન કાળે બેસતી ચતુર્થી હોવી જોઇએ. જે દિવસે બે પ્રહરની ચતુર્થી હોય, તે દિવસે આ વ્રત કરવું. દાખલા તરીકે—બુધવારે સવારે ત્રીજ હોય અને નવ વાગતા પછી જો ચતુર્થી લાગતી હોય તો બુધવારેજ આ વ્રત કરવું જોઇએ. હવે કોઈ વાર એવું બને છે કે બે પ્રહરવાળી ચતુર્થી કહી આવતીજ નથી. દાખલા તરીકે બુધવારે બે વાગ્યાને સુમારે ત્રીજ સંપૂર્ણ થઈ ચતુર્થી લાગે અને ગુરુવારે સવારે નવ વાગ્યાનાં સુમારે ચતુર્થી સંપૂર્ણ થઇ પંચમી લાગે તો એવે પ્રસંગે બીજે દિવસે એટલે ગુરુવારે ચતુર્થી વ્રત કરવું.

## પૂજન માટે આવશ્યક સાહિત્યની યાદિ.

| | | | |
|---|---|---|---|
| ૪ લાકડાના પાટલા | કપુર. | સુકો મેવો નૈવેદ્ય માટે | દક્ષિણા માટે દ્રવ્ય. |
| ૨ શ્રીફલ. | પીળા સર્ષવ. | લીલો મેવો. | નાના પ્રકારનાં ફળો. |
| કંકુ. સોપારી. | નાડાછડી. (ખભા-નાડુ) | બરફી પેંડા વગેરે. | નાનાવિધ પુષ્પો. |
| રતાંજલીનું રક્તચંદન | | ઘીનો દીવો. | પુષ્પના હાર |
| સુખડનું ચંદન | સપેત સરસવ | વસ્ત્ર. ઉપવસ્ત્ર. | નાગરવેલનાં પાન. |
| અબીલ. ગુલાલ. | લવિંગ. એલચી. | યજ્ઞોપવીત. | આંબાનાં પાંદડાં |
| સિંદૂર. | અક્ષત (ચોખા) | અત્તર. | કેશર, કસ્તુરી |
| હળધ હળેલી | ગોળ અને ઘી નૈવેદ્ય | દૂધ. દહિં. | લાલ વસ્ત્ર ગણપતિ માટે |
| અગરબત્તી | શાકેર | ઘી. મધ. | |

દૂર્વા ત્રણ પાંખડીવાળી અખંડિત નંગ ૧૫૦૦

## સિદ્ધિવિનાયકના પૂજન માટે એકત્રિશ જાતનાં પત્રો.

| | | | |
|---|---|---|---|
| ૧ માલતી પત્ર. | ૭ તુલસીપત્ર. | ૧૩ આંકડાનું પત્ર. | ૧૯ કમલપત્ર. |
| ૨ ભાંગડાનું પત્ર. | ૮ અઘેડાનું પત્ર. | ૧૪ સાદડાનું પત્ર. | ૨૦ ગાંધારીપત્ર. |
| ૩ બિલીપત્ર. | ૯ કોરલીનું પત્ર. | ૧૫ વિષ્ણુક્રાંતપત્ર. | ૨૧ જાઇનું પત્ર. |
| ૪ શ્વેત દૂર્વા. | ૧૦ શમીપત્ર. | ૧૬ દાડેમનું પત્ર. | પીપળો |
| ૫ બોરડીનું પત્ર. | ૧૧ કરેણનું પત્ર. | ૧૭ દેવદારનું પત્ર. | કેવડો |
| ૬ ધંતુરાનું પત્ર. | ૧૨ અશ્મંત પત્ર. | ૧૮ મરૂપત્ર. | અગસ્તીઓ |

## સિદ્ધિવિનાયકના પૂજન માટે એકવિશ જાતનાં પુષ્પો.

| | | | |
|---|---|---|---|
| ૧ જાઇનું પુષ્પ. | ૮ નાગકેશરનું પુષ્પ. | ૧૫ શત પુષ્પ. | થરી તેના પર |
| ૨ કરેણનું પુષ્પ. | ૯ કમળ. | ૧૬ માલતિનું પુષ્પ. | ઘઉં શેર ૧૧ નું |
| ૩ કેવડો. | ૧૦ મલ્લિકાપુષ્પ. | ૧૭ ચંપાનું પુષ્પ. | અષ્ટ દલ કરવું. |
| ૪ બોરસલીનું પુષ્પ. | ૧૧ કલ્હારનું પુષ્પ. | ૧૮ પોયણીનું પુષ્પ. | તેનાં આઠ |
| ૫ નાગચંપાનું પુષ્પ. | ૧૨ ગોટાકરેણનું પુષ્પ. | ૧૯ જવા પુષ્પ. | ખાનાં કરવાં. |
| | | ૨૦ ગુલાબનું પુષ્પ. | તેના પર પાન |
| ૬ પીળી કરેણનું પુષ્પ. | ૧૩ ગોવિન્દ પુષ્પ. | ૨૧ મુચકુંદનું પુષ્પ. | મૂકી તેપર મૂર્તિ |
| | ૧૪ અગથીયાનું પુષ્પ. | ૨૨ પાટલાના ઉપર રાતો કકડો પા- | બેસાડવી. |
| ૭ પારિજાતકનું પુષ્પ. | | | |

વ્રતવિધિ-પ્રાતઃકાળે સફેદ તલ શરીરે લગાડી સ્નાન કરવું. ત્યાર પછી પોતાનું સંધ્યાદિનિત્ય-કર્મ કરી લઈ, મધ્યાહ્નકાળનાં સુમારે પૂજાનો આરંભ કરવો. પ્રથમ આચમન કરવું. ત્યારપછી 'શ્રિમન્મહાગણાધિપતયેનમઃ' એમ કહી ગણપતિને નમસ્કાર કરવો અને ઉત્તર અથવા પૂર્વ દિશા તરફ બેસી દેશકાલાદિકનો ઉચ્ચાર કરી,

"मम इह जन्मजन्मांन्तरे च स्त्रीपुत्रपौत्रधनविद्याजययश आयुरारोग्यादि अभीष्टकामनासिद्धिपूर्वकं श्रीसिद्धिविनायक-प्रीत्यर्थं प्रतिवार्षिकविहितं यथाशक्ति यथाज्ञानेन यथाधिकारेण यथामीलितोपचारद्रव्यैः ध्यानावाहनाद्युपचारैः पार्थिव गणपति-पूजनमहं करिष्ये ॥"

એ પ્રમાણે બોલી હાથમાં પાણી લઈ શ્રી ગણપતિસ્મરણપૂર્વક સંકલ્પ મૂકવો. દેહ શુદ્ધિ માટે ન્યાસ ૧૦મા પાનામાં આપેલ છે, તેથી અહીં આપ્યા નથી.

"अपवित्रः पवित्रो वा सर्वावस्थांगतोपि वा
यः स्मरेत्पुंडरीकाक्षं स बाह्याभ्यंतरः शुचिः"

એ પ્રમાણે બોલી શ્રી ભગવાનનું સ્મરણ કરી સર્વ પૂજાદ્રવ્ય પર પ્રોક્ષણ કરવું અને આપણા પોતાના શરીર ઉપર પણ ભગવાનનું સ્મરણ કરતાં પાણી છાંટવું.

श्रीगणेशाय नमः



# શ્રીસિદ્ધિવિનાયક પૂજા

—:o:—

## ગુજરાતી ભાષામાં

શ્રીગણેશાય નમઃ ॥ ॐ કેશવાય નમઃ ॥ ॐ માધવાય નમઃ ॥ ॐ ગોવિન્દાય નમઃ ॥ એ પ્રમાણે બોલી ત્રણ આચમન કરવાં. હાથ ધોઇ પછી—

ॐ નમો ભગવત વાસુદેવાય ॥

એમ બોલી પૂરક (પ્હેલાં નાકના ડાબા છિદ્રથી વાયુ ખેંચવો), કુમ્ભક (મનમાં મન્ત્ર બોલતા સુધી ખેંચેલો વાયુ વચમાં રોકી રાખવો), રેચક (મનમાં મન્ત્ર બોલી રોકેલો વાયુ નાકના જમણા છિદ્રથી હળવે હળવે ઉતારવો). એ ત્રણ ક્રમથી એક પ્રાણાયામ થાય છે. એવા ત્રણ અથવા નવ પ્રાણાયામ કરવા. પછી—

સ્વસ્તિસ્તુયાવિનાશાખ્યા પુણ્યકલ્યાણવૃદ્ધિદા ॥
વિનાયકપ્રિયા નિત્યં તાં ચ સ્વસ્તિ બ્રુવન્તુ નઃ ॥

ॐ સ્વસ્તિન—ઽ—ઇનદ્રો વૃદ્ધશ્રવાઃ સ્વતિનઃપૂષા વિશ્વવેદાઃ સ્વસ્તિન સ્તાક્ષ્ર્યો—ઽ—અરિષ્ટનેમિઃ સ્વસ્તિ નો બૃહસ્પતિ ર્દધાતુ ॥

(એમ બોલી યજમાનના કપાલે કંકુનું તિલક કરવું. પછી બે હાથ જોડી (નમસ્કાર કરી)ને નીચે પ્રમાણે ઇષ્ટદેવતાઓનું સ્મરણ કરવું.)

ૐ આનો ભદ્રાઃ ક્રતવો યન્તુ વિશ્વતોઽદબ્ધાસો-ઽ-અપરીતાસ-ઽ-ઉદ્ભિદઃ । દેવાનોયથાસદમિદ્વૃધે-ઽ-અસન્નપ્રાયુવોરક્ષિતારો દિવે દિવે ॥૧॥ દેવાનાંભદ્રા સુમતિર્ૠજૂયતાન્દેવાના ઁ રાતિરભિનો નિવર્તતામ્ ॥ દેવાના ઁ સખ્યમુપસેદિમા વયન્દેવાન આયુઃ પ્રતિરન્તુ જીવસે ॥ ૨ ॥

તાન્પૂર્વયાનિવિદાહૂ મહેવયમ્ભગંમિત્ર મદિતિન્દક્ષં મસ્રિધમ્ ॥ અ ર્યમણં વરુણ ઁ સોમ મ શ્વિના સરસ્વતી નઃ સુભગા મયસ્કરત્ ॥૩॥

તન્નોવાતો મયો ભુવાતુભેષજન્તન્માતા પૃથિવીતત્પિતાદ્યૌઃ ॥ તદ્ગ્રાવાણઃ સોમ સુતો મયો ભુવસ્તદશ્વિના શૃણુતન્ધિષ્ણયાયુવમ્ ॥૪॥

તમીશાનઞ્જગતસ્તસ્થુષસ્પતિન્ધિયા ઞ્જિન્વમવસેહૂમહેવયમ્ ॥ પૂષાનો યથા વેદસા મસદ્વૃધે રક્ષિતા પાયુ રદબ્ધઃ સ્વસ્તયે ॥ ૫ ॥

સ્વસ્તિન ઇન્દ્રો વૃદ્ધશ્રવાઃ સ્વસ્તિનઃ પૂષા વિશ્વવેદાઃ ॥ સ્વસ્તિનસ્તાર્ક્ષ્યોઽઅરિષ્ટનેમિઃ સ્વસ્તિનો બૃહસ્પતિર્દધાતુ ॥ ૬ ॥

પૃષદશ્વામરુતઃ પૃશ્નિમાતરઃ શુભંયાવાનો વિદથેષુ જગ્મયઃ અગ્નિ જિહ્વા મનવઃ સૂરચક્ષસો વિશ્વેનો દેવા અવસાગમન્નિહ ॥ ૭ ॥

ભદ્રં કર્ણેભિઃ શૃણુયામ દેવા ભદ્રમ્પશ્યે માક્ષભિર્યજત્રાઃ ॥ સ્થિરૈ રઙ્ગૈસ્તુષ્ટુ વા ઁ સસ્તનૂ ભિર્વ્યશેમહિ દેવહિતં યદાયુઃ ॥ ૮ ॥

શત મિન્નુ શરદોઽ અન્તિદેવાયત્રાનશ્ચક્રાજરસન્તનૂ નામ પુત્રાસો યત્ર પિતરો ભવંતિ માનો મધ્યારીરિષતાયુર્ગતોઃ ॥ ૯ ॥

અદિતિ ર્દ્યૌરદિતિરન્તરિક્ષમદિતિર્માતાસપિતાસપુત્રઃવિશ્વેદેવાઽઅદિતિઃ પઞ્ચજનાઽઅદિતિર્જાતમદિતિર્જનિત્વમ્ ॥ ૧૦ ॥

દ્યૌઃ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ સુશાન્તિર્ભવતુ ॥

શ્રીમન્મહાગણપતયે નમઃ ॥ ઈષ્ટદેવતાભ્યો નમઃ ॥ કુલદેવતાભ્યો નમઃ ॥ ગ્રામદેવતાભ્યો નમઃ ॥ સ્થાનદેવતાભ્યો નમઃ ॥ વાણીહિ-

રણ્યગર્ભાભ્યાં નમઃ ॥ શ્રીલક્ષ્મીનારાયણાભ્યાં નમઃ ॥ શ્રીઉમામહેશ્વરાભ્યાં નમઃ ॥ શચીપુરન્દરાભ્યાં નમઃ ॥ માતૃપિતૃચરણકમલેભ્યો નમઃ ॥ સર્વેભ્યો દેવેભ્યો નમઃ॥ સર્વેભ્યો બ્રાહ્મણેભ્યો નમઃ ॥ શ્લોક ॥ સુમુખશ્ચૈકદન્તશ્ચ કપિલો ગજકર્ણક.॥ લમ્બોદરશ્ચ વિકટો વિઘ્નનાશો ગણાધિપઃ ॥ ધૂમ્રકેતુર્ગણાધ્યક્ષો ભાલચન્દ્રો ગજાનનઃ ॥ દ્વાદશૈતાનિ નામાનિ યઃ પઠેચ્છૃણુયાદપિ ॥ વિદ્યારંભે વિવાહે ચ પ્રવેશે નિર્ગમે તથા ॥ સંગ્રામે સંકટે ચૈવ વિઘ્નસ્તસ્ય ન જાયતે ॥ શુક્લામ્બરધરંદેવં શશિવર્ણં ચતુર્ભુજમ્ ॥ પ્રસન્નવદનં ધ્યાયેત્સર્વવિઘ્નોપશાન્તયે ॥ લાભસ્તેષાં જયસ્તેષાં કુતસ્તેષાં પરાજયઃ ॥ યેષામિન્દીવરશ્યામો હૃદયસ્થો જનાર્દનઃ ॥ યત્રયોગેશ્વરઃ કૃષ્ણો યત્ર પાર્થો ધનુર્ધરઃ॥ તત્ર શ્રીર્વિજયો ભૂતિર્ધ્રુવાનીતિર્મતિર્મમ ॥ સર્વેષ્વારબ્ધકાર્યેષુ ત્રયસ્ત્રિભુવનેશ્વરાઃ॥ દેવા દિશંતુ નઃ સિદ્ધિં બ્રહ્મેશાન જનાર્દનાઃ ॥ વિનાયકં ગુરૂં ભાનું બ્રહ્મવિષ્ણુમહેશ્વરાન્॥ સરસ્વતીં પ્રણમ્યાદૌ સર્વકાર્યાર્થસિદ્ધયે॥

સંકલ્પઃ-(હાથમાં જલ લઇ સંકલ્પ કરવો)-શ્રીવિષ્ણુર્વિષ્ણુર્વિષ્ણુઃ શ્રીમદ્ભગવતો મહાપુરુષસ્ય વિષ્ણો રાજ્ઞયા પ્રવર્તમાનસ્ય અદ્ય શ્રી બ્રહ્મણો દ્વિતીયે પરાર્ધે શ્રીશ્વેતવારાહકલ્પે વૈવસ્વતમન્વન્તરે અષ્ટાવિંશતિતમે કલિયુગે કલિપ્રથમચરણે ભૂર્લોકે ભારતવર્ષે જમ્બુદ્વીપે રામક્ષેત્રે પરશુરામાશ્રમે દણ્ડકારણ્યદેશે શ્રી ગોદાવર્યા ઉત્તરે તીરે શાલિવાહનશકે બૌદ્ધાવતારે અમુકનામસંવત્સરે અમુકઅયને અમુકઋતૌ અમુકમાસે[1] અમુકપક્ષે[2] અમુકતિથૌ[3] અમુકવાસરે[4] અમુકનક્ષત્રે અમુકયોગે અમુકકરણે અમુકરાશિસ્થિતે ચન્દ્રે અમુકરાશિસ્થિતે સૂર્યે અમુકરાશિસ્થિતે દેવગુરૌ શેષેષુ ગ્રહેષુ યથાયથારાશિ સ્થાનસ્થિતેષુ સત્સુ એવંગ્રહગણવિશેષણવિશિષ્ટાયાં શુભપુણ્યતિથૌ મમ આત્મનઃ શ્રુતિસ્મૃતિપુરાણોક્ત ફલપ્રાપ્ત્યર્થં મમ આયુરારોગ્ય ઐશ્વર્યાદ્યભિવૃધ્યર્થં અપ્રાપ્તલક્ષ્મીપ્રાપ્ત્યર્થં પ્રાપ્તલક્ષ્મ્યાઃ ચિરકાલસંરક્ષણાર્થં સકલમનેપ્સિતકામનાસંસિધ્યર્થં મમ ઇહજન્મનિ જન્મ-

૧-ભાદ્રપદમાસે. ૨-શુક્લપક્ષે. ૩-ચતુર્થ્યામ્. ૪-જે વાર હોય તેની સાથે વાસરે એ શબ્દ જોડવો એટલે આખો શબ્દ થશે, જેમકે ભૌમવાસરે.

જન્માન્તરે ચ સ્ત્રી પુત્રપૌત્ર ધન વિદ્યા જય યશ આદિ અભીષ્ટ-પ્રાપ્ત્યર્થં શ્રીસિદ્ધિવિનાયકપ્રીત્યર્થં પ્રતિવાર્ષિકવિહિતં યથાશક્તિ યથાજ્ઞાનેન યથામિલિતોપચારદ્રવ્યૈઃ ધ્યાનઆવાહનાદિ ષોડશોપચારૈઃ પાર્થિવગણપતિપૂજનમહં કરિષ્યે ॥ (જલ તરભાણામાં મૂકવું. ફરીથી જલ હાથમાં લેવું)–તત્રાદૌ દિગ્રક્ષણં કલશારાધનં શંખ ઘંટા પૂજનં મૂર્તૌ પ્રાણપ્રતિષ્ઠાં ચ કરિષ્યે ॥ (એમ બોલી તે મૂકી દેવું).

દિક્ રક્ષણઃ–ડાબા હાથમાં શ્વેત સર્ષપના દાણા (તે ન હોય તો ચોખા) લઇને તે ઉપર જમણો હાથ ઢાંકી નીચે પ્રમાણે ભણવું):–

ૐ કૃણુષ્વપાજઃ પ્રસિતિન્નપૃથ્વીંજ્ઞાહિરાજેવામવાઁ રૂઇભેન ॥૧॥ તૃષ્વીમનુપ્રસિતિન્દ્રૂણાનોસ્તાસિવિધ્ધ્યરક્ષસસ્તપિષ્ઠૈઃ

તવભ્રમાસઆશુયાપતન્ત્યનુસ્પૃશધૃષતાશોશુચાનઃ ॥ તપૂંષ્યગ્ને જુહ્વાપતંગાનસંન્દિતોવિસૃજવિષ્વગુલ્કાઃ ॥ ૨ ॥

પ્રતિસ્પશોવિસૃજતૂર્ણિતમોભવાપાયુર્વિશોઅસ્યાઅદબ્ધઃ ॥ યોનો દૂરેઅઘશંસોયો અન્ત્યગ્નેમાકિષ્ટેવ્યથિરાદધર્ષીત્ ॥ ૩ ॥

ઉદગ્નેતિષ્ઠપ્રત્યાતનુષ્વન્યમિત્રાઁઓષતાત્તિગ્મહેતે ॥ યોનો અરાતિં સમિધાનચક્રેનીચાતન્ધક્ષ્યતસન્નશુષ્કમ્ ॥ ૪ ॥

ઊર્ધ્વોભવપ્રતિવિદ્ધયાદ્ધ્યસ્મદાવિષ્કૃણુષ્વદૈવ્યાન્યગ્ને ॥ અવસ્થિરાતનુહિયાતુજૂનાઞ્જામિપ્રમૃણીહિ શત્રુન્ ॥ અગ્નેષ્ટ્વા તેજસા સાદયામિ ॥ ૫ ॥

॥ અપસર્પન્તુ તે ભૂતા યે ભૂતા ભૂમિસંસ્થિતાઃ । યે ભૂતા વિઘ્નકર્તારસ્તે નશ્યન્તુ શિવાજ્ઞયા ॥ અપક્રામન્તુ ભૂતાનિ પિશાચાઃ સર્વતો દિશમ્ । સર્વેષામવિરોધેન પૂજાકર્મ સમારભે ॥ યદત્ર સંસ્થિતં ભૂતં સ્થાનમાશ્રિત્ય સર્વદા । સ્થાનં ત્યક્ત્વા તુ તત્સર્વં યત્રસ્થં તત્ર ગચ્છતુ ॥ ભૂતાનિ રાક્ષસાવાપિ યેઽત્ર તિષ્ઠન્તિ કેચન ॥ તે સર્વેઽપ્યપગચ્છન્તુ પૂજાકર્મ કરોમ્યહમ્ ॥

(એ પ્રમાણે બોલીને તે બધી દિશાઓમાં વધાવી દેવા. ડાબો પગ પૃથ્વી ઉપર ત્રણ વાર ઠોકવો. નેત્રે પાણી અડકાડવું).

**કલશપૂજનઃ**–( ત્યાર પછી પોતાના ડાબા હાથ તરફ થોડા ચોખા પૃથ્વી ઉપર મૂકી તે ઉપર પૂજનના પાણીનો કલશ મૂકવો. આચમનીમાં જળ લઇ નીચે પ્રમાણે ભણીને પછી તે કલશમાં મૂકવું ).

ॐ તત્વાયામિ બ્રહ્મણાવન્દમાનસ્તદાશાસ્તે યજમાનો હવિર્ભિઃ॥ અહેડમાનોવરુણેહબોધ્યુરુશꣳસમાનઽઆયુઃ પ્રમોષીઃ॥

નમો નમસ્તે સ્ફટિકપ્રભાય સુશ્વેતહારાય સુમંગલાય ।

સુપાશહસ્તાય ઝષાસનાય જલાધિનાથાય નમોનમસ્તે ॥

અસ્મિન્કલશે વરુણં સાંગં સપરિવારં સાયુધં સશક્તિકમાવાહયામિ ॥

( પછી એજ કલશમાં તીર્થોનું આવાહન કરવું. )

બ્રહ્માંડોદરતીર્થાનિ કરૈઃ સ્પૃષ્ટાનિ તે રવે ।

તેન સત્યેન મે દેવ તીર્થં દેહિ દિવાકર ॥ ॐ દિવાકરાય નમઃ ॥

( એમ બોલી સૂર્યને નમસ્કાર કરવો. પછી અંકુશ મુદ્રાવડે સૂર્યમંડલથી તીર્થોનું આવાહન કરી ધેનુમુદ્રાવડે અમૃતીકરણ કરી, ॥ ॐ હું ॥ એમ બોલી કવચથી અવગુંઠન કરી ॥ ફટ્ ॥ એમ બોલી, ચપટી વગાડીને અસ્ત્રથી તેનું સંરક્ષણ કરી, પછી મત્સ્યમુદ્રાકલશ ઉપર રાખી ॥ ॐ વં ॥ એ બીજ, આઠ વાર બોલી જવું. પછી )–

પૂર્વે ઋગ્વેદાય નમઃ ॥ દક્ષિણે યજુર્વેદાય નમઃ ॥ પશ્ચિમે સામવેદાય નમઃ ॥ ઉત્તરે અથર્વવેદાય નમઃ ॐકલશસ્થ વરુણાય નમઃ સર્વોપચારાર્થે ગંધાક્ષતપુષ્પાણિ સમર્પયામિ ॥

એમ બોલી કલશના ઉપર ચાર બાજુએ તથા અન્દર ગંધ, અક્ષત, પુષ્પ આદિથી પૂજન કરવું. પછી બે હાથ જોડી

ત્વત્તોયે સર્વતીર્થાનિ દેવાઃ સર્વે ત્વયિ સ્થિતાઃ ।
ત્વયિ તિષ્ઠન્તિ ભૂતાનિ ત્વયિ પ્રાણાઃ પ્રતિષ્ઠિતાઃ ॥
ત્વત્પ્રસાદાદિમાં પૂજાં કર્તુમીહે જલોદ્ભવ ।
સાનિધ્યં કુરુ મે દેવ પ્રસન્નો ભવ સર્વદા ॥

( એ પ્રમાણે પ્રાર્થના કરીને )

અનેન પૂજનેન સપરિવારઃ વરુણઃ પ્રીયતામ્ ॥

એમ બોલી એક આચમની જલ તરભાણામાં મૂકવું.

**પવિત્રીકરણ**:-પછી પૂજન કરેલા કલશમાંથી પંચપાત્રમાં જલ લઈ તેમાંથી થોડું ડાબા હાથમાં લઈ નીચે પ્રમાણે બોલી પોતાના શરીર ઉપર અને પૂજન કરવાની વસ્તુઓ ઉપર તે પાણી છાંટવું.

ૐ આપો હિષ્ઠા મયો ભુવસ્તાનં-ऽ-ઊર્જે દધાતન ॥ મહેરણાય ચક્ષસે ॥ જોવઃશિવતમો રસસ્તસ્ય ભાજયતેહનઃ ॥ ઉશતીરિવમાતરઃ ॥ તસ્મા-ऽ-અરંગમામવો જસ્યક્ષયાયજીન્વથ ॥ આપોજનયથાચનઃ ॥

અપવિત્રઃ પવિત્રો વા સર્વાવસ્થાં ગતોપિ વા ।
યઃ સ્મરેત્પુંડરીકાક્ષં સબાહ્યાભ્યંતરઃ શુચિઃ ॥

**દીપનું પૂજન**:-અગ્નિર્જ્યોતિ જ્યોતિ, રગ્નિઃસ્વાહા સૂર્જો જ્યોતિ જ્યોતિઃ સૂર્જઃ સ્વાહા, ॥ અગ્નિર્વર્ચો જ્યોતિ ર્વર્ચઃ સ્વાહા સૂર્જોવર્ચોજ્યોતિર્વર્ચઃ સ્વાહા ॥ જ્યોતિઃ સૂર્જઃ, સૂર્જો જ્યોતિઃ સ્વાહા ॥ ભક્ત્યા દીપં પ્રયચ્છામિ દેવાય પરમાત્મને । ત્રાહિ માં નરકાદ્ઘોરા દીપજ્યોતિર્નમોऽસ્તુતે ॥ ૐ દીપસ્થદેવતાયૈ નમઃ આવાહયામિ ॥ સર્વોપચારાર્થે ગંધાક્ષતપુષ્પાણિ સમર્પયામિ ॥

(એ ભણી દીવાને ચન્દનપુષ્પ ચઢાવવું.)

**શંખપૂજન**:-ૐ અગ્નિઋષિઃ પવમાનઃ પાઞ્ચજન્યઃ પુરોહિતઃ॥ તમીમહે મહાગયમ ॥ ઉપયામગૃહીતોસ્યગ્નયે ત્વા વર્ચસ-ऽ-એષ તે જોતિરગ્નયે ત્વા વર્ચસે ॥ ૐ પાઞ્ચજન્યાય વિદ્મહે પાવમાનાય ધીમહિ ॥ તન્નઃ શંખઃ પ્રચોદયાત્॥ ત્વંપુરા સાગરોત્પન્નો વિષ્ણુના વિધૃતઃ કરે । નિર્મિતઃ સર્વદેવૈશ્ચ પાન્ચજન્ય નમોऽસ્તુતે ॥ ૐ શઙ્ખસ્થ દેવતાયૈ નમઃ સર્વોપચારાર્થે ગન્ધપુષ્પાણિ સમર્પયામિ ॥

(એમ ભણી શંખને સ્નાન કરાવી, તેમાં જલ ભરી તેના ઉપર ચન્દનપુષ્પ ચઢાવવું.)

**ઘંટાપૂજન**-ૐ સુપર્ણોસિ ગરુત્માંસ્ત્રિવૃત્તે શિરોગાયત્રં-ચક્ષુર્બૃહદ્રથન્તરે પક્ષૌ ॥ સ્તોમ-ऽ-આત્માચ્છન્દાંઽસ્યઙ્ગાનિ જજૂંષિ

નામ ॥ સામંતે તનૂર્વામહેવ્ય્યં જંજ્ઞાજજ્ઞિયમ્પુચ્છનિધિપ્રચ્ચાં શકા? સુપર્ણોસિગરુત્માન્દિવંક્રૂસ્વસ્ત્વ્રૂપત ॥ આગમાર્થં તુ દેવાનાં ગમનાર્થં તુ રક્ષસામ્। ઘંટાનાદં પ્રકુર્વીત પશ્ચાદ્ઘંટાં પ્રપૂજયેત્ ॥ ૐ ઘંટાસ્થ ગરૂડાય નમઃ સર્વોપચારાર્થે ગંધાક્ષતપુષ્પાણિ સમર્પયામિ ॥

(ઉપરપ્રમાણે ભણી ઘંટાને સ્નાન કરાવી ચન્દનપુષ્પ ચઢાવવું.)

**શ્રી સિદ્ધિવિનાયક ગણેશપૂજન**–મૃત્તિકાની મૂર્તિમાં ગણેશનું સ્થાપન કરવું. પ્રથમ ૐ હેરંબાય નમઃ ॥ એમ ભણી હાથમાં માટી લેવી. ૐ સુમુખાય નમઃ ॥ એમ બોલીને તેની સુન્દર મૂર્તિ કરવી. ॥ ૐ ગૌરીસુતાય નમઃ ॥ કહીને તે મૂર્તિની સ્થાપના કરવી. પછી તે મૂર્તિમાં દેવત્વ લાવવા માટે નીચે પ્રમાણે પ્રાણપ્રતિષ્ઠા કરવી.

**પ્રાણપ્રતિષ્ઠા**––(હાથમાં જલ લઇને નીચે પ્રમાણે ભણી વિનિયોગ (સંકલ્પ) કરવો.)

॥ અસ્ય શ્રી પ્રાણપ્રતિષ્ઠા મન્ત્રસ્ય બ્રહ્મવિષ્ણુમહેશ્વરાઋષયઃ ઋગ્ યજુઃ સામાથર્વાણિ છન્દાંસિ પરાપ્રાણશક્તિર્દેવતા આંબીજં હ્રીંશક્તિઃ ક્રૌંકીલકં અસ્યાં મૂર્તૌ પ્રાણપ્રતિષ્ઠાપને વિનિયોગઃ ॥

(એપ્રમાણે ભણી મૂકી દેવું. પછી તે ગણેશની મૂર્તિને પુષ્પથી સ્પર્શ કરી રાખી નીચે પ્રમાણે ભણવું.)

ૐ આં હ્રીં ક્રૌં અં યં રં લં વં શં ષં સં હં ળં અઃ ક્રૌં હ્રીં આં હંસઃ સોહમ્ ॥ અસ્યાં મૂર્તૌ પ્રાણા ઇહ પ્રાણાઃ ॥ (ફરીથી) ૐ આં હ્રીં ક્રૌં અં યં રં લં વં શં ષં સં હં ળં અઃ ક્રૌં હ્રીં આં હંસઃસોહમ્ ॥ અસ્યાં મૂર્તૌ જીવઇહસ્થિતઃ ॥ ૐ આં હ્રીં ક્રૌં અં યં રં લં વં શં ષં સં હં ળં અઃ ક્રૌં હ્રીં આં હંસઃ સોહમ્ ॥ અસ્યાં મૂર્તૌ સર્વેન્દ્રિયાણિ વાઙ્મનસ્ત્વક્ચક્ષુઃ શ્રોત્રજિહ્વા ઘ્રાણ પાણિ પાદ પાયૂપસ્થાનીહૈવાગત્ય સુખં ચિરં તિષ્ઠંતુ સ્વાહા ॥

ૐ અસુનીતે પુનરસ્માસુચક્ષુઃ પુનઃ પ્રાણમિહનો ધેહિ ભોગંમ્ ॥ જ્યોક્ પશ્યેમસૂર્યં મુચ્ચરંત મનુમતે મૃળયાનઃ સ્વસ્તિ ॥ ગર્ભાધાનાદિ પંચદશ સંસ્કાર સિદ્ધ્યર્થં પંચદશ પ્રણવાવૃત્તિઃ કરિષ્યે ॥

ૐ પંદર વખત બોલી જવો. પછી નીચેનો શ્લોક ભણીને મૂર્તિમાં આવનાર પ્રાણશકિતની પ્રાર્થના કરવી.

રકતાંભોધિસ્થપોતોલ્લસદરુણસરોજાધિરૂઢાકરાબ્જૈઃ
પાશં કોદંડમિક્ષુદ્ભવમથગુણમપ્યંકુશં પંચબાણાન્ ॥
બિભ્રાણા સૃક્કપાલં ત્રિનયનવિલસત્ પીનવક્ષોરુહાઢ્યા
દેવી બાલાર્કવર્ણા ભવતુ સુખકરી પ્રાણશકિતઃ પરા નઃ ॥

**નેત્રોન્મીલન**—ૐ તચ્ચક્ષુર્દેવહિતં પુરસ્તાચ્છુક્રમુચ્ચરત્ ॥ પશ્યેમ શરદઃ શતં જીવેમ શરદઃ શતં શૃણુયામ શરદઃ શતં પ્રબ્રવામ શરદઃ શત મદીનાઃ સ્યામ શરદઃ શતં ભૂયશ્ચ શરદઃ શતાત્

(થોડું હાથમાં ઘી લઇ, ઉપર પ્રમાણે ભણી ગણપતિની આંખે લગાડવું). (તરભાણામાં ગણપતિને બેસાડવા.)

**ન્યાસ**–સુમુખાય નમઃ વામ કરે, એકદંતાય નમઃ દક્ષિણ કરે, કપિલાય નમઃ વામ પાદે, ગજકર્ણકાય નમઃ દક્ષિણ પાદે, લંબોદરાય નમઃ વામજાનૌ, વિકટાય નમઃ દક્ષિણજાનૌ, વિઘ્નનાશાય નમઃ વામ કટ્યાં, વિનાયકાય નમઃ દક્ષિણ કટ્યાં, ધૂમ્રકેતવે નમઃ નાભૌ, ગણાધ્યક્ષાય નમઃ હૃદયે, ભાલચંદ્રાય નમઃ કંઠે, ગજાનનાય નમઃ વામબાહુ મૂલે, ગણપતયે નમઃ દક્ષિણબાહુ મૂલે, ગણનાયકાય નમઃ મુખે, ગજવક્ત્રાય નમઃ નેત્રયોઃ, ગજાનનાય નમઃ નાસિકાયાં, એકશુંડાય નમઃ લલાટે, ગજમુખાય નમઃ શિખાયામ્, ગણાધિપાય નમઃ સર્વાંગે ન્યસામિ ॥ યથા દેહે તથા દેવે ન્યાસં કુર્યાત્

**ધ્યાન**–એકદંતં[1] શૂર્પકર્ણં ગજવક્ત્રં ચતુર્ભુજમ્ ।
પાશાંકુશધરં દેવં ધ્યાયેત્સિદ્ધિવિનાયકમ્ ।
ધ્યાયેત્દેવં મહાકાયં તપ્તકાંચનસંનિભમ્ ॥
દંતાક્ષમાલાપરશું પૂર્ણમોદકહસ્તકમ્ ।
મોદકાસકતં શુંડાગ્રં મેકદંતં વિનાયકમ્ ॥

૧ એક દાંતવાળા, સુપડાના જેવા કાન અને હાથીના મુખથી શોભાયમાન, ચાર ભુજાવાળી, તપાવેલા સુવર્ણ જેવા કાન્તિમાન, પાશ, અંકુશ, દંત, રૂદ્રાક્ષ માલા અને પરશુ જેણે હાથોમાં ધારણ કરેલા છે, એક હાથમાં ધારણ કરેલા લાડુને ખાવામાટે તેના ઉપર જેણે શુંડ રાખી છે એવા શ્રીગણેશદેવનું ધ્યાન કરવું.

ૐ શ્રીસિદ્ધિવિનાયકાય નમઃ ધ્યાયામિ। ધ્યાનાર્થે ગન્ધાક્ષતપુષ્પાણિ સમર્પયામિ ॥

(એ ભણી ગણેશસ્વરૂપનું ધ્યાન કરી ચન્દનપુષ્પ ચઢાવવું.

**આવાહનમ્**-ૐ સહસ્રશીર્ષાપુરુષઃસહસ્રાક્ષઃ સહસ્રપાત્ ॥ સભૂમિꣳ સર્વતસ્પૃત્વાત્યતિષ્ઠદ્દશાઙ્ગુલમ્ ॥ આવાહયામિ વિઘ્નેશ સુરરાજાર્ચિતેશ્વર ॥ અનાથનાથ સર્વજ્ઞ પૂજાર્થં ગણનાયક॥ ૐ શ્રીસિદ્ધિવિનાયકાય નમઃ આવાહયામિ ॥

(એમ ભણીને આવાહન માટે ચોખા, ગંધ, પુષ્પ ચઢાવવાં.)

**આસનમ્**-ૐ પુરુષ-ऽ-એવેદꣳ સર્વંજદ્ભૂતં જજ્ચ્ચભાવ્યમ્ ॥ ઉતામૃતત્વ સ્યેશાનો જદન્નેનાતિરોહતિ ॥ વિચિત્રરત્નરચિતં દિવ્યાસ્તરણસંયુતમ્ ॥ સ્વર્ણસિંહાસનં ચારુ ગૃહાણ સુરપૂજિત ॥ ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ આસનાર્થે અક્ષતાન્ સમર્પયામિ ॥

(એ ભણી જ્યાં દેવનું આસન બેસવાનું રાખ્યું હોય ત્યાં ચોખા વધાવવા.)

(ઘઉંનું અષ્ટદલ કરી તે પર આસન મૂકવું.)

(પગ ધોવા માટે આચમનીમાં જળ લેવું)

**પાદ્યમ્**-ૐ એતાવાનસ્ય મહિમાતોજ્જયાયાઁશ્ચ પૂરુષઃ ॥ પાદો-ऽ-સ્યવિશ્વાભૂતાનિત્રિપાદસ્યા મૃતન્દિવિ ॥ ઉષ્ણોદકં નિર્મલં ચ સર્વ સૌગન્ધ્યસંયુતમ્। પાદપ્રક્ષાલનાર્થાય દત્તં તે પ્રતિગૃહ્યતામ્॥

ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ પાદ્યં સમર્પયામિ ॥

(એ ભણીને ગંધપુષ્પવાળું જળ શ્રીગણેશના પગે ચઢાવવું.)

**અર્ઘ્યમ્**-ૐ ત્રિપાદુર્ધ્વ-ऽ-ઉદૈત્પુરુષઃ પાદોસ્યેહાભવત્પુનઃ ॥ તતોવિષ્વઙ્-વ્યક્રામત્સાશનાનશને અભિ ॥ અર્ઘ્યં ચ ફલસંયુક્તં ગંધપુષ્પાક્ષતૈર્યુતમ્ ॥ ગણાધ્યક્ષ નમસ્તેઽસ્તુ ગૃહાણ કરુણાનિધે ॥ ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ અર્ઘ્યં સમર્પયામિ ॥

(એ ભણી ગંધ, પુષ્પ, ફળ તથા દક્ષિણા સાથે જલ શ્રીગણેશના હાથ ઉપર ચઢાવવું.)

**મધુપર્કઃ**-દધ્યાજ્યમધુસંયુક્તં મધુપર્કં મયાહૃતં ॥ ગૃહાણ સર્વલોકેશ ગણનાથ નમોસ્તુ તે ॥ શ્રીસિદ્ધિવિનાયકાય નમઃ મધુપર્કં સમર્પયામિ ॥

(એ ભણીને દહીં, ઘી, મધ એક આચમનીમાં લઇને શ્રી ગણેશના હાથમાં આપવું.)

**આચમનમ્**—ૐ તતોવિરાડજાયત વિરાજો-ऽ-અધિપૂરુષઃ॥ સજાતોઽઅત્યરિચ્યતપશ્ચાદ્ભૂમિમથો પુરઃ॥ વિનાયક નમસ્તુભ્યં ત્રિદશૈરભિવંદિત। ગંગાહૃતેન તોયેન શીઘ્રમાચમનં કુરુ ॥ ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ આચમનં સમર્પયામિ.

એમ ભણીને આચમન માટે શ્રીગણેશને જલ અર્પણ કરવું.

**સ્નાનમ્**-ૐ તસ્માદ્યજ્ઞાત્સર્વહુતઃ સમ્ભૃતમ્પૃષદાજ્યમ્ ॥ પશૂંસ્તાઁશ્ચક્રેવાયવ્યા નારણ્યા ગ્રામ્યાશ્ચયે॥ ગંગાદિ સર્વતીર્થેભ્ય આનીતં તોયમુત્તમમ્। ભક્ત્યા સમર્પિતં તુભ્યં સ્નાનાયાભીષ્ટદાયક ॥

ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ સ્નાનં સમર્પયામિ ॥

(એમ ભણીને શ્રીગણેશને સ્નાન માટે જલ અર્પણ કરવું.)

**દુગ્ધસ્નાનમ્**-ૐ આપ્યાયસ્વસમેતુતે વિશ્વતઃ સોમ વૃષ્ણ્યં॥ ભવાવાજસ્ય સંગથે॥ કામધેનુસમુદ્ભૂતં પરમં પાવનં પયઃ । તેન સ્નાનં કુરુષ્વ ત્વં હેરમ્બ ગણનાયક॥ ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ પયઃસ્નાનં સમર્પયામિ ॥

(એ ભણીને શ્રી ગણેશને સ્નાન માટે દુધ ચડાવવું.)

પછી બે આચમની જળ ચડાવવું.

**દધિસ્નાનમ્**—ૐ દધિક્રાવ્ણો-ऽ-અકારિષજ્જિષ્ણોઽ-રશ્વસ્ય વાજિનઃ॥ સુરભિનોમુખાકરત્પ્રણઽઆયું ષિ તારિષત્॥ ચંદ્રમંડલસંકાશં સર્વદેવપ્રિયં દધિ॥ સ્નાનાર્થં તે પ્રયચ્છામિ ગૃહાણ ગણનાયક॥

ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ દધિસ્નાનં સમર્પયામિ॥

(એ ભણીને શ્રીગણેશને સ્નાન માટે દહીં ચઢાવવું.) પછી બે આચમની ભરીને જલ ચઢાવવું.

ઘૃતસ્નાનમ્—ૐ ઘૃતમ્મિમિક્ષે। ઘૃતમસ્ય યોનિર્ઘૃતે શ્રિતો ઘૃતમ્મ્વસ્યધામ॥ અનુષ્વધમાવહ માદયસ્વ સ્વાહા કૃતં વ્વૃષભ વ્વક્ષિ હવ્વ્યમ્॥ આજ્યં સુરાણામાહારમાજ્યં યજ્ઞે પ્રતિષ્ઠિતમ્। આજ્યં પવિત્રં પરમં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્। ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ ઘૃતસ્નાનં સમર્પયામિ॥

(એ ભણીને શ્રીગણેશને સ્નાન માટે ઘૃત ચઢાવવું અને પછી એ આચમની જલ ચઢાવવું.)

મધુસ્નાનમ્—ૐ મધુવ્વાતા ઽ-ઋતાયતે મધુક્ષરન્તિ સિન્ધવઃ॥ માધ્વીર્નઃ સન્ત્વોષધીઃ॥ મધુનક્તમુતોષસો મધુમત્પાર્થિવઃ રજઃ॥ મધુદ્યૌરસ્તુનઃ પિતા મધુમાન્નોવ્વનસ્પતિર્મ્મધુમાઁ અસ્તુ સૂર્યઃ॥ માધ્વીર્ગાવો ભવન્તુ નઃ॥ સર્વૌષધિસમુદ્ભૂતં પીયૂષમધુરં મધુ॥ સ્નાનાર્થં તે પ્રયચ્છામિ ગૃહાણ ગિરિજાસુત॥ ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ મધુસ્નાનં સમર્પયામિ॥

(એ ભણીને શ્રીગણેશને સ્નાન માટે મધ અર્પણ કરવું અને પછી એ આચમની જલ ચઢાવવું.)

શર્કરાસ્નાનમ્—ૐ અપાᳪ રસમુદ્વયસᳪ સૂર્યે સંતᳪ સમાઃ હિતમ્॥ અપાᳪ રસસ્ય જો રસસ્તમ્વો ગૃહ્ણામ્મ્યુત્તમમુપયામ-ગૃહીતોસીન્દ્રાયત્વા જુષ્ટં ગૃહ્ણામ્મ્યેષ તેજોનિરિન્દ્રાયત્વા જુષ્ટતમમ્॥ ઇક્ષુદંડસમુદ્ભૂતં દિવ્યશર્કરયાયુતમ્॥ સ્નાપયામિ મહાભક્ત્યા પ્રીતો ભવ શિવાત્મજ॥ ૐ શ્રીસિદ્ધિવિનાયકાય નમ-શર્કરાસ્નાનં સમર્પયામિ॥ (ᳪ તથાᳫ આ નિશાની ગુંકારની છે)

( એ ભણીને શ્રી ગણેશને સ્નાન માટે શર્કરા અર્પણ કરવી. પછી એ આચમની જલ અર્પણ કરવું.)

માંગલિક સ્નાનમ્—ૐ કનિક્રદજ્જનુષં પ્રબ્રુવાણ ઇયર્તિ વાચં મરિતે વનાવં॥ સુમંલશ્ચશકુનેભવાસિમત્વાકાચિદભિભાવિશ્યાવિદત॥ માત્વાશ્યેન ઉદ્વધીન્માસુપર્ણોમાત્વા વિદદિષુમાન્વીરો અસ્તા॥ પિત્ર્યામનુપ્રદિશંકનિક્રદત્સુમંગલોભદ્રવાદીવદેહ॥ અવંકદદક્ષિણતો। ગૃહાણાં સુમંગગલોભદ્રવાદી શંકુ તે॥ માનસ્તેન ઇશતમાઘશંસો-વૃહદ્દેમવિદથે સુવીરાઃ॥ તૈલે લક્ષ્મીર્જલે ગંગા યતસ્તિષ્ઠતિ વૈ

પ્રભો । તન્માંગલિકસ્નાનાર્થં જલતૈલં સમર્પયે ॥ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ માંગલિકસ્નાનં સમર્પયામિ ॥

(એ ભણીને સુગંધયુક્ત તેલ અને જલ સ્નાનમાટે અર્પણ કરવું. પછી બે આચમની જલ અર્પણ કરવું.)

**અંગોદ્વર્તનસ્નાનમ્**–અંગોદ્વર્તનકં દેવ કસ્તુર્યાદિવિમિશ્રિતમ્ । લેપનાર્થં ગૃહાણેદં હરિદ્રાકુંકુમૈર્યુતમ્ ॥ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ અંગોદ્વર્તનં સમર્પયામિ ॥

(એ ભણીને કસ્તુરી વગેરે સુગંધયુક્ત પદાર્થો સાથે હળદર અને કંકુ શ્રી ગણેશને અર્પણ કરવાં.)

**ઉષ્ણોદકસ્નાનમ્**-નાનાતીર્થાદાહૃતં ચ તોયમુષ્ણં મયા કૃતમ્! સ્નાનાર્થં તે પ્રયચ્છામિ સ્વીકુરુષ્વ દયાનિધે । ૐ શ્રીસિદ્ધિવિનાયકાય નમઃ ઉષ્ણોદકસ્નાનં સમર્પયામિ ॥

એ ભણીને શ્રી ગણેશને સ્નાન માટે ઉનું જલ અર્પણ કરવું.

**ગંધોદકસ્નાનમ્–(ચંદન તથા જલ)**–ૐ આપોહિષ્ઠા મયો ભુવસ્તાનં–ऽ–ઊર્જે દધાતન ॥ મહેરણાય ચક્ષસે ॥ જોવઃશિવતમો રસસ્તસ્યભાજયતે હનઃ ॥ ઉશતીરિવ માતરઃ ॥ તસ્મા–ऽ–અરંહુગ મામવો જસ્યક્ષયાયજીન્વથ॥ આપો જનયથાચનઃ ॥ ગંધદ્વારાં દુરાધર્ષાં નિત્યપુષ્ટાં કરીષિણીં ॥ ઈશ્વરીં સર્વભૂતાનાં તામિહોપહ્વયે શ્રિયમ્ ॥ કર્પૂરૈલાસમાયુક્તં સુગંધિ દ્રવ્યસંયુતમ્ । ગંધોદકં ગણાધ્યક્ષ સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥

ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ ગંધોદકસ્નાનં સમર્પયામિ॥

(એ ભણીને ગંધવાળું જલ સ્નાન માટે અર્પણ કરવું. પછી બે આચમની જલ અર્પણ કરવું.)

ૐ શ્રીસિદ્ધિવિનાયકાય નમઃવસ્ત્રોપવસ્ત્રાર્થે અક્ષતાન્સમર્પયામિ॥

(એ ભણીને વસ્ત્ર અને ઉપવસ્ત્રને માટે શ્રી ગણેશને ચોખા ચઢાવવા.)

ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ ચંદનં સમર્પયામિ ॥

(એ ભણીને શ્રી ગણેશને ચંદન ચઢાવવું.)

ૐશ્રી સિદ્ધિવિનાયકાય નમઃ અલંકરણાર્થે અલંકારાન્સમર્પયામિ॥

(એ ભણીને અલંકારને માટે શ્રી ગણેશને ચોખા ચઢાવવા).

ૐ શ્રી ગણેશાય નમઃ દૂર્વાંકુરપુષ્પાણિ સમર્પયામિ ॥

(એ ભણીને શ્રી ગણેશને દૂર્વા અને પુષ્પો ચઢાવવાં.)

ॐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ ધૂપં આઘ્રાપયામિ ॥ દીપં દર્શયામિ ॥ નૈવેદ્યં નિવેદયામિ ॥

(એ ભણીને શ્રી ગણેશના આગળ ધૂપ અને દીવો કરવો. પછી શ્રીગણેશના આગળ થોડું ઘીગોળનું નૈવેદ્ય મૂકી તેના ઉપર દૂર્વા રાખીને તે નૈવેદ્ય શ્રી ગણેશને નીચે પ્રમાણે બોલીને ધરાવવું.)

ॐ પ્રાણાય સ્વાહા ॥ ॐ અપાનાય સ્વાહા ॥ ॐ વ્યાનાય સ્વાહા ॥ ॐ સમાનાય સ્વાહા ॥ ॐ ઉદાનાય સ્વાહા ॥

(પછી)

ॐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ હસ્તમુખપ્રક્ષાલનાર્થમુદકં સમર્પયામિ॥

(એ ભણીને બે આચમની જલ હાથ મોં ધોવા શ્રી ગણેશને અર્પણ કરવું)

ॐ શ્રીસિદ્ધિવિનાયકાય નમઃ કરોદ્વર્તનાર્થે ચંદનં સમર્પયામિ ॥ મુખવાસાર્થે પૂગિફલતાંબૂલં સમર્પયામિ ॥ હિરણ્યગર્ભદક્ષિણાં સમર્પયામિ ॥ શેષોપચારાર્થે નમસ્કરોમિ ॥

એ ભણીને શ્રી ગણેશના હાથ ઉપર ચંદન ચઢાવવું. મુખવાસ માટે સોપારી તથા પાન અર્પણ કરવાં તથા દક્ષિણાર્પણ કરીને પછી બાકી રહેલી પૂજાને બદલે નમસ્કાર કરવા.

અનેન પૂર્વારાધનેન શ્રીસિદ્ધિવિનાયકઃ પ્રિયતામ્ નમમ ॥

એમ ભણી એક આચમની જલ શ્રી ગણેશ આગળ મૂકવું.

**અભિષેકઃ**—પછી શ્રી ગણેશના ઉપર ચઢાવેલાં પુષ્પો ઉત્તર દિશામાં કહાડી નાંખી ફરીથી નવાં ચંદન પુષ્પ ચઢાવી પછી શ્રી ગણેશના ઉપર જલથી વા દુધથી અથવા તો શેલડીના રસથી અભિષેક[1] કરવો. અભિષેક કરતી વખતે નીચેનું શ્રી ગણેશાથર્વશીર્ષ ભણવું.

---

૧ આ અથર્વશીર્ષ વડે શ્રીગણેશના ઉપર અભિષેક કરવો. તે ઘણો શ્રેયસ્કર માનેલો છે. અભિષેકનાં ત્રણ સ્વરૂપો પ્રયોગરત્નમાં બતાવ્યાં છે. જેમકે—गणेशाथर्वशीर्षेण गणेशस्याभिषिञ्चनम् । एकविंशतिवारं स्यादभिषेकस्तु स स्मृतः ॥ ३० ॥ એકવિશ વાર અથર્વશીર્ષને ભણીને શ્રીગણેશના ઉપર અભિષેક કરવાથી એક અભિષેક થાય છે. તેવા એકવિશ અભિષેક કરવાથી એક લઘુ અભિષેક થાય છે અને એકસોને આઠ અભિષેક કરવાથી એક મહાભિષેક થાય છે. કામના પરત્વે અથર્વણ ઋષિએ સહસ્રાવર્તનથી અભિષેક વગેરે પ્રકારો વર્ણવ્યા છે.

**શ્રી ગણેશાથર્વશીર્ષમ્**—શ્રી ગણેશાય નમઃ । ૐ નમસ્તે ગણપતયે । ત્વમેવ પ્રત્યક્ષં તત્ત્વમસિ । ત્વમેવ કેવલં કર્તાસિ । ત્વમેવ કેવલં ધર્તાસિ । ત્વમેવ કેવલ હર્તાસિ । ત્વમેવ સર્વં ખલ્વિદં બ્રહ્માસિ । ત્વં સાક્ષાદાત્માસિ નિત્યમ્ ॥ ૧ ॥ ઋતં વચ્મિ । સત્યં વચ્મિ ॥ ૨ ॥ અવ ત્વં મામ્ । અવ વક્તારમ્ । અવ શ્રોતારમ્ । અવ દાતારમ્ । અવ ધાતારમ્ । અવાનૂચાનમવ શિષ્યમ્ । અવ પશ્ચાત્તાત્ ॥ અવ પુરસ્તાત્ । અવોત્તરાત્તાત્ । અવ દક્ષિણાત્તાત્ । અવ ચોર્ધ્વાત્તાત્ । અવાધરાત્તાત । સર્વતો માં પાહિ પાહિ સમન્તાત્ ॥ ૩ ॥ ત્વં વાઙ્મયસ્ત્વં ચિન્મયઃ । ત્વમાનન્દમયસ્ત્વં બ્રહ્મમયઃ । ત્વંસચ્ચિદાનન્દાદ્વિતીયોઽસિ । ત્વં પ્રત્યક્ષં બ્રહ્માસિ । ત્વં જ્ઞાનમયો વિજ્ઞાનમયોઽસિ ॥ ૪ ॥ સર્વં જગદિદં ત્વત્તો જાયતે । સર્વં જગદિદં ત્વત્તસ્તિષ્ઠતિ । સર્વં જગદિદં ત્વયિ લયમેષ્યતિ । સર્વં જગદિદં ત્વયિ પ્રત્યેતિ । ત્વં ભૂમિરાપોનલોનિલો ચમઃ । ત્વં ચત્વારિ વાક્પદાનિ ॥ ૫ ॥ ત્વં ગુણત્રયાતીતઃ । ત્વમવસ્થાત્રયાતીતઃ । ત્વં દેહત્રયાતીતઃ । ત્વં કાલત્રયાતીતઃ । ત્વ મૂલાધારસ્થિતોઽસિ નિત્યમ્ । ત્વં શક્તિત્રયાત્મકઃ । ત્વાં યોગિને ધ્યાયન્તિ નિત્યમ્ । ત્વં બ્રહ્મા ત્વં વિષ્ણુસ્ત્વં રુદ્રસ્ત્વમિન્દ્રસ્ત્વમગ્નિસ્ત્વં વાયુસ્ત્વં સૂર્યસ્ત્વં ચન્દ્રમાસ્ત્વં બ્રહ્મભૂર્ભુવઃ સ્વરોમ્ ॥ ૬ ॥ ગણાદિં પૂર્વમુચ્ચાર્ય વર્ણાદીંસ્તદનન્તરમ્ । અનુસ્વારઃ પરતરઃ । અર્ધેન્દુલસિતમ્ । તારેણ રુદ્ધમ્ । એતત્તવ મનુસ્વરૂપમ્ । ગકારઃ પૂર્વરૂપમ્ । અકારો મધ્યમરૂપમ્ । અનુસ્વારશ્ચાન્ત્યરૂપમ્ । બિન્દુરુત્તરરૂપમ્ । નાદઃ સન્ધાનમ્ । સંહિતા સન્ધિઃ સૈષા ગણેશવિદ્યા । ગણકઋષિઃ । નિચ્યૃદ્ગાયત્રી છન્દઃ । ગણપતિ દેવતા ॥ ૐ ગં ગણપતયે નમઃ ॥ ૭ ॥ એકદન્તાય વિદ્મહે વક્રતુંડાય ધીમહિ । તન્નો દન્તી પ્રચોદયાત્ ॥ ૮ ॥ એકદન્તં ચતુર્હસ્તં પાશમંકુશધારિણમ્ । રદં ચ વરદં હસ્તૈર્બિભ્રાણં મૂષકધ્વજમ્ ॥ રક્તં લંબોદરં શૂર્પકર્ણકં રક્તવાસસમ્ । રક્તગંન્ધાનુલિપ્તાઙ્ગં રક્તપુષ્પૈઃ સુપૂજિતમ્ ॥ ભક્તાનુકમ્પિનં દેવં જગત્કારણમચ્યુતમ્ । આવિર્ભૂતં ચ સૃષ્ટ્યાદૌ પ્રકૃતેઃ પુરુષાત્પરમ્ ॥ એવં ધ્યાયતિ યો નિત્યં સ યોગી યોગિનાં વરઃ ॥ ૯ ॥ નમો વ્રાતપતયે નમો ગણપતયે નમઃ પ્રથમપતયે નમસ્તેઽસ્તુ લંબોદરાયૈકદન્તાય

વિઘ્નનાશિને શિવસુતાય વરદમૂર્તયે નમઃ ॥૧૦॥ એતદથર્વશીર્ષં યોઽધીતે સ બ્રહ્મભૂયાય કલ્પતે। સ સર્વવિઘ્નૈર્ન બાધ્યતે। સ સર્વત્ર સુખમેધતે। સ પંચ મહાપાપાત્પ્રમુચ્યતે। સાયમધીયાનો દિવસકૃતં પાપં નાશયતિ। પ્રાતરધીયાનો રાત્રિકૃતં પાપં નાશયતિ। સાયમ્પ્રાતઃ પ્રયુંજાનો અપાપો ભવતિ। સર્વત્રાધીયાનોપવિઘ્નો ભવતિ। ધર્માર્થકામમોક્ષં ચ વિન્દતિ। ઇદમથર્વશીર્ષમશિષ્યાય ન દેયમ્। યો યદિ મોહાત્ દાસ્યતિ સ પાપીયાન્ ભવતિ। સહસ્રાવર્તનાદ્યં યં કામમધીતે તં તમનેન સાધયેત્ ॥૧૧॥ અનેન ગણપતિમભિષિંચતિ સ વાગ્મી ભવતિ। ચતુર્થ્યામનશ્નન્ જપતિ સ વિદ્યાવાન્ભવતિ। બ્રહ્માદ્યાવરણં વિદ્યાન્ન બિભેતિ કદાચનેતિ ॥૧૨॥ યો દૂર્વાઙ્કુરૈર્યજતિ સ વૈ શ્રવણોપમો ભવતિ! યો લાજૈર્યજતિ સ યશોવાન્ભવતિ સ મેધાવાન્ભવતિ। યો મોદકસહસ્રેણ યજતિ સ વાઞ્છિતફલમવાપ્નોતિ। યઃ સાજ્યસમિદ્ભિર્યજતિ સ સર્વં લભતે સ સર્વં લભતે ॥૧૩॥ અષ્ટૌ બ્રાહ્મણાન્સમ્યક્ગ્રાહયિત્વા સૂર્યવર્ચસ્વી ભવતિ। સૂર્યગ્રહણે મહાનદ્યાં પ્રતિમાસન્નિધૌ વા જપ્ત્વા સિદ્ધમંત્રો ભવતિ। મહાવિઘ્નાત્પ્રમુચ્યતે। મહાદોષાત્પ્રમુચ્યતે। મહાપ્રત્યવાયાત્પ્રમુચ્યતે। સ સર્વવિદ્ભવતિ સ સર્વવિદ્ભવતિ ય એવં વેદ ॥૧૪॥ ઇત્યુપનિષત્।

ૐ સહનાવવતુ ॥ સહનૌ ભુનક્તુ ॥ સહ વીર્યં કરવાવહૈ ॥ તેજસ્વિનાવધીતમસ્તુ॥ મા વિદ્વિષાવહૈ॥ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ॥

## अथ गणपत्यथर्वशीर्षप्रारंभः ।

श्रीगणेशाय नमः ।

ॐ नमस्तेगणपतये ॥ त्वमेवप्रत्यक्षंतत्त्वमसि ॥ त्वमेवकेवलंकर्तासि ॥ त्वमेवकेवलंधर्तासि ॥ त्वमेवकेवलंहर्तासि ॥ त्वमेवसर्वंखल्विदं ब्रह्मासि॥ त्वंसाक्षादात्मासिनित्यं ॥ ऋतंवच्मि ॥ सत्यंवच्मि ॥ अवत्वंमां ॥ अव. वक्तारं ॥ अवश्रोतारं ॥ अवदातारं ॥ अवधातारं ॥ अवानूचानमव शिष्यं ॥ अवपश्चात्तात् ॥ अवपुरस्तात् ॥ अवोत्तरात्तात् ॥ अवदक्षिणात्तात् ॥ अवचोर्ध्वात्तात् ॥ अवाधरात्तात् ॥ सर्वतोमांपाहिपाहिसमंतात् ॥ त्वंवाङ्मयस्त्वंचिन्मयः ॥ त्वमानंदमयस्त्वंब्रह्ममयः ॥ त्वंसच्चिदानंदाद्वि-

વાજી વારણુ શિબિકા સેવક સુત યુવતી ॥ સર્વંહિ પાવુનિ અંતી ભવસાગર તરતી ॥ જય દેવ૦ ॥ ૨ ॥ શરણાગત સર્વસ્વેં ભજતી તવ ચરણી ॥ કીર્તિ તયાંચી રાહે જોંવર શશિતરણી ॥ ત્રૈલોકીં તે વિજયી અદ્ભુત હે કરણી ॥ માણેકલાલ રત નામસ્મરણીં ॥ જય દેવ જય દેવ૦ ॥ ૩ ॥

(૪) શેંદુર લાલ ચઢાયો અચ્છા ગજમુખકો॥ દોંદિલ લાલ બિરાજે સુત ગૌરીહરકો ॥ હાત લિયે ગુડલડ્ડૂ સાંઈ સુરવરકો ॥ મહિમા કહે ન જાય લાગત હૂં પદકો ॥ ૧ ॥ જય જય જી ગણરાજ વિદ્યાસુખ-દાતા ॥ ધન્ય તુમારા દર્શન મેરા મન રમતા ॥ ધ્રુ૦ ॥ અષ્ટૌ સિદ્ધિ દાસી સંકટકો બૈરી ॥ બિઘનબિનાશન મંગલમૂરત અધિકારી ॥ કોટી સુરજપ્રકાશ ઐસી છબ તેરી ॥ ગંડસ્થલમદમસ્તક ઝૂલે શશિબિહારી॥ જય૦ ॥ ૨ ॥ ભાવભગતસેં કોઈ શરણાગત આવે ॥ સંતત સંપત સબહી ભરપૂર પાવે ॥ ઐસે તુમ મહારાજ મોકોં અતિભાવે ॥ માણેક-લાલ નંદન નિશદિન ગુણ ગાવે ॥ જય૦ ॥ ૩ ॥

(૫) સ્થાપિત પ્રથમારંભી તુજ મંગલમૂર્તી॥ વિઘ્ને વારુનિ કરિસી દિનેચ્છા પુરતી ॥ બ્રહ્મા વિષ્ણુ મહેશ તીઘે સ્તુતિ કરિતી ॥ સુરવર મુનિવર ગાતી તુઝિયા ગુણકીર્તી ॥ જય દેવ જય દેવ જય જય ગણ-રાજા ॥ આરતી ઓવાળૂં તુજલા મહારાજા ॥ ૧ ॥ એકદંતા સ્વામી હે વક્રતુંડા ॥ સર્વાઆદિ તુઝા ફડક્તસે ઝેંડા ॥ લપ લપ લપ લપ લપ લપ હાલવિં ગજશુંડા ॥ ગપ ગપ મોદક ભક્ષિસી ઘેઉની કરી ઉંડા ॥ જય૦ ॥ ૨ ॥ શેંદુર અંગી ચર્ચિત શોભત વેદભુજા ॥ કર્ણી કુંડલ ઝળકે દિનમણિ ઉદય તુજા ॥ ફરશાંકુશ કરિં તળપે મૂષક વાહન દુઝા ॥ નાભી કમલાવર તેં ખેળત ફણિરાજા ॥ જય૦ ॥ ૩ ॥ ભાળીં કેશરિ ગંધાવર કસ્તૂરીટીળા ॥ હિરેજડિત કંઠીં મુક્તાફળમાળા ॥ માણિકદાસ શરણ તુજ પાર્વતિબાળા ॥ પ્રેમેં આરતિ ઓંવાળિન વેળોવેળાં ॥ જય૦ ॥ ૪ ॥

(૬) જયદેવ જયદેવ વંદે સિદ્ધીશં વંદે બુદ્ધીશં । કૃતશકલેંદુલલાટં સુરગણપતિમીશમ્ ॥ ધ્રુ૦ ॥ ગજવક્રં ગણનાથં વિકટં હેરંબમ્ । ભીમ

શૂરં વીરં વિદ્યાનિધિગહનં। સર્વાંગે સિંદૂરં મુક્તાફલમાલં। પરમેશ્વર મતિસુખદં તેજોમયકાયં॥ ૧ ॥ જયદેવ૦॥ મૂલાધારસ્થાનં શક્તીચ્છા-સહિતં। તુર્યે પદ્મકલ્પિતા–વ–શ–ષ–સ'મિતિબીજં। હસ્તૈંકુશવરદા-ભયપાશાન્બિભ્રાણં। સુંદરવાસનિવાસં ભુવનત્રયપાલં ॥ ૨ ॥ જય-દેવ૦ ॥ પીતાંબરપરિધાનં પંકજમધ્યસ્થં। પ્રણુમઃ સતતં વરદં મૂષ-કપૃષ્ઠસ્થં। પક્ષવિપક્ષક્ષપણું ફણિભૂષણુવદનં। કમનીયાનનહિમકર-કસ્તૂરીતિલકં॥ ૩ ॥ જયદેવ૦ ॥ મંત્ર સ્વબીજયુકતં મૂલાક્ષરયુકતં। ગંડેસ્થલમદમિશ્રં ગુડમોદકભુકતં। યંત્રં ષડ્દલપંકજમંબીજાયુકતં લકારલક્ષ્મીમાયા તારં પુનરુકતં ॥ ૪ ॥ જયદેવ૦ ॥ તદુપરિ વસુ-દલપદ્મ રચિતામલમંત્રં। તદુપરિ ભૂપુરરચિતં કૃતકારણુયંત્રં। વસુ-દલકમલે રચિતં વસુવિંશતિવર્ણું। એતદ્દ્વારાસ્વવશીકૃતચાતુર્વર્ણ્યં॥૫॥ જયદેવ૦ ॥ મંત્રદ્વિતીયે રચિતં પ્રણુવાક્ષરમાદ્યં। યચ્ચ કવર્ગતૃતીયં બીજં સ્વયમુકતં। 'ગં' તં ગણુપતિનામ્ના વરશબ્દં વરદં। કુંજરવદનં ધ્યાયે નિતરામેકરદં ॥ ૬ ॥ જયદેવ૦ ॥ 'સર્વજનંમેવશમાનય' ઇતિ કૃતશબ્દં॥ ઉકત્વા સર્વસ્યાંતે સ્વાહેતિ ચ શબ્દં। કલ્લોલસ્થલદર્શનકૃત-લોકાનંદં। શૈવાલજલાવાસં તારિતજનવૃંદં ॥ ૭ ॥ જયદેવ૦ ॥ શુભ-રદનં। ગજવદનં લંબોદરસુગુણં। મૂષકવાહનમાદ્યં ધૃતભૂષણુલલનં બાલાર્કારુણશોભિતદાડિમકુસુમાભં। દાસાનુગ્રહકારં નેત્રત્રયધારં ॥૮॥ જયદેવ૦॥ નિર્ગુણ સગુણાકારં ભવજલપરિવારં। કૃપયા પારાવારં હૃદિનિર્મલહારં। ગિરિજારુદ્રકુમારં સંભૃતભૂભારં। પ્રેમણા શિરસા વંદે વેદત્રયસારં ॥ ૯ ॥ જયદેવ૦ ॥

(૭) જયદેવ જયદેવ જય મંગલમૂર્તે શ્રી મંગલ મૂર્તે, જયદેવ. જયદેવ.
સિન્દૂર વદન વિરાજીત (૨) વરદ ત્વાં વંદેશ જયદેવ જયદેવ.
રક્તાંબરધર શ્રીકર, પાશાંકુશધારિન (૨)
મુક્તાહાર વ્યલંકૃત, સુરવર સુખકારિન્ ।૨। જયદેવ જયદેવ.
મૂષક વાહન ભગવન્, સર્વાત્મન્ શ્રીશ. (૨)
સિદ્ધિ બુદ્ધિ સમન્વિત, જય જગતામીશ ।૩। જયદેવ જયદેવ.
વિઘ્નારણ્ય હુતાશન, ભવનાશન દક્ષ (૨)
લંબોદર ગણરાજન્, હે અમરાધ્યક્ષ ।૪। જયદેવ જયદેવ.

દૂર્વાપૂજીત ચરણુ, મણિ રત્નાભરણુ (૨)
શરણું દેહિ દયાલો, સર્વાપદ્ધરણમ ।૫। જયદેવ જયદેવ.
પાર્વત્યાનન સરસિજ સંબોધન સૂર્ય ।
મયૂરાસન કરુણાલય, સંવિદ્ધિર્દ્ધર્યં ।૬। જયદેવ જયદેવ.
પાર્વતી નંદન વરદ, દત્વાસંસિદ્ધિમ્ (૨)
દારિદ્રં મમનાશય, સ્થાપય ત્વદ્ભક્તિમ્ ।૭। જયદેવ જયદેવ.

કર્પૂરપૂરેણ મનોહરેણ સુવર્ણપાત્રાન્તરસંસ્થિતેન। પ્રદીપ્તવાસાસહસક્રૃતેન નીરાજનં તે જગદીશ કુર્વે। ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ નીરાજનં સમર્પયામિ॥ પ્રદક્ષિણામ્ સમર્પયામિ॥ પુષ્પૈર્દેવવંદનમ્॥ આત્મવંદનમ્॥ હસ્તપ્રક્ષાલનમ્॥

(આરતિ નીચે મૂકી દેવી.)

જલેન પ્રદક્ષિણાં સમર્પયામિ॥ પુષ્પૈર્દેવવંદનમ્॥ આત્મવંદનમ્॥ હસ્તપ્રક્ષાલનમ્॥

(તદનંતર તે આરતીની આગળ પાછળ (ચોતરફ) પાણીથી પ્રદક્ષિણા કરવી. આરતી ઉપર પુષ્પો ધરી તે ગણેશને ચઢાવવાં. આરતી ઉપર હાથધરી તે હાથ નેત્રોએ અડકાવવા. પછી બે હાથ ધોઇ નાંખી ચંદન, અક્ષત અને પુષ્પો હાથમાં લઇ નીચે પ્રમાણે ભણી શ્રી ગણેશના ચરણકમલ ઉપર તે ચઢાવવાં.)

॥ શ્રી ઢુંઢિરાજાષ્ટકમ્॥

મંત્રપુષ્પાંજલિઃ—

ઉમાગર્ભજં કુમ્ભિવક્ત્રં ગણેશં ભુજાકંકણૈઃ શોભનં ધૂમ્રકેતુમ્।
ગલે હારમુક્તાફલૈઃ શોભિતં તં નુમો જ્ઞાનરૂપં ગણેશં નમસ્તે॥ ૧॥
ગણેશં વદેત્તં સ્મરેત્સર્વકાર્યે સ્મૃતઃ સંમુખે જ્ઞાનદઃ સર્વસિદ્ધિઃ॥
મનશ્ચિન્તિતં કાર્યમેવાશુ સિધ્યેત્ નુમો બુદ્ધિકાન્તં ગણેશં નમસ્તે॥૨॥
મહાસુંન્દરં વક્ત્રચિન્હં વિરાજં ચતુર્બાહુભુજં ચૈકદન્તૈકવર્ણમ્॥
ઇભં દેવરૂપં ગણં સિદ્ધિનાથં નુમો ભાલચંદ્રં ગણેશં નમસ્તે॥ ૩॥
સ સિન્દૂરસત્કુંકુમૈસ્તુલ્યવર્ણં સ્તુતૈર્મોદકૈઃ પ્રીયતે વિઘ્નરાજઃ
મહાસંકટચ્છેદિનં ધૂમ્રકેતું નુમો ગૌર્યપત્યં ગણેશં નમસ્તે॥ ૪॥

યથા પાતકચ્છેદકં વિષ્ણુનામ તથા ધ્યાયતાં શંકરઃ પાપનાશઃ
યથા પૂજિતઃ ષડ્મુખઃ શોકનાશો નુમો વિઘ્નરાજં ગણેશં નમસ્તે ॥ ૫ ॥
સદા સર્વદં ધ્યાયતામેકદન્તં સુસિન્દૂરકં પૂજિતં રક્તપુષ્પૈઃ ।
સદા ચર્ચિતં ચન્દનૈઃ કુંકુમોક્તં નુમો જ્ઞાનરૂપં ગણેશં નમસ્તે ॥ ૬ ॥
નમો ગૌરિકાગર્ભજાપત્ય તુભ્યં નમો જ્ઞાનરૂપિન્ નમઃ સિદ્ધિકાન્ત
નમો ધ્યેય પૂજ્યાય હે બુદ્ધિનાથ સુરાઃસર્વે ભજન્તે ગણેશં નમસ્તે ॥૭॥
ભુજંગ પ્રયાતં પઠેદ્યસ્તુ ભક્ત્યા પ્રભાતે જપેન્નિત્યમેકાગ્રચિત્તઃ
ક્ષયં યાન્તિ વિઘ્ના દિશઃ શોભયન્તે નુમો જ્ઞાનરૂપં ગણેશં નમસ્તે ॥૮॥

## ॥ ઇતિ ઢુંઢિરાજ સ્તોત્રં સંપૂર્ણમ્ ॥

ૐ યજ્ઞેન યજ્ઞમયજન્તદેવા સ્તાનિ ધર્મ્માણિ પ્રથમાન્યા- સન્ ॥ તેહનાકમ્મહિમાનઃ સચન્તયત્રપૂર્વે સાદ્ધ્યાઃ સન્તિદેવાઃ ।
ૐ રાજાધિરાજાય પ્રસહ્યસાયિને । નમો વયંવૈ શ્રવણાય કુર્મહે । સમે- કામાન્કામકામાય મહ્યં । કામેશ્વરો વૈશ્રવણોદધાતુ । કુબેરાયવૈશ્રવ- ણાય । મહારાજાય નમઃ ॥ ૐ સ્વસ્તિ । સામ્રાજ્યં ભોજ્યં સ્વા- રાજ્યં વૈરાજ્યં પારમેષ્ઠ્યં રાજ્યં માહારાજ્યમાધિપત્યમયં સમન્ત- પર્યાયી સ્યાત્સાર્વભૌમઃ । સાર્વાયુષ આન્તાદાપરાર્ધાત્ । પૃથિવ્યૈ સમુદ્રપર્યન્તાયા એકરાડિતિ તદપ્યેષ શ્લોકોઽભિગીતઃ ॥ મરૂતઃ પરિવેષ્ટારો મરૂતસ્યાવસન્ગૃહે । આવિક્ષિતસ્ય કામપ્રેર્વિશ્વેદેવાઃ સભાસદ ઇતિ ॥ ૐ વિશ્વતશ્ચક્ષુરૂતવિશ્વતો મુખોવિશ્વતો બાહુરૂતવિશ્વતસ્પાત્ ॥ સમ્બાહુભ્યાન્ધમતિસમ્પતત્રેર્દ્યાવાભૂમી- જનયન્દેવ-ઽ-એકઃ ॥ વિનાયકેશપુત્રત્વં ગણરાજસુરોત્તમ ॥ દેહિ મે સકલાન્કામાન્વંદે સિદ્ધિવિનાયક॥ વિઘ્નેશ્વરાય વરદાય સુરપ્રિયાય લંબોદરાય સકલાય જગદ્ધિતાય ॥ નાગાનનાય શ્રુતિ યજ્ઞ વિભૂષિ- તાય ગૌરીસુતાય ગણનાથ નમો નમસ્તે ॥ **એ મંત્ર ભણી** ગણ- પતિને ફૂલ ચઢાવવાં. ૐ શ્રીસિદ્ધિવિનાયકાય નમઃ । મંત્રપુષ્પાં- જલિં સમર્પયામિ ॥

**નમસ્કાર**—ૐ નાભ્યા-ઽ-આસીદન્તરિક્ષઃશીર્ષ્ણોદ્યૌઃ સમવર્ત્તત । પદ્ભ્યામ્ભૂમિર્દિશઃશ્રોત્રાત્તથા લોકાઁરૂઽઅકલ્પયન્ ॥ નમસ્તેવિઘ્ન-

સંહર્ત્રે નમસ્તે ઇપ્સિતપ્રદ। નમસ્તે દેવદેવેશ નમસ્તે ગણનાયક॥ ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ નમસ્કારાન્સમર્પયામિ। (એ ભણીને શ્રીગણેશને નમસ્કાર કરવા.)

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ॥ ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ, ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥૧॥ કાયેન વાચા મનસેંદ્રિયૈર્વા, બુદ્ધયાત્મના વા પ્રકૃતિસ્વભાવાત્ ॥ કરોમિ યદ્યત્ સકલં પરસ્મૈ, નારાયણાયેતિ સમર્પયામિ ॥ ૨ ॥

**પ્રદક્ષિણા**—ૐ સૃપ્પાસ્યાંસન્પ્રરિધયસ્તિ૨ સૃપ્પમુમિધં÷ કૃતા૨। દેવા યદ્યજ્ઞન્તન્વાન।–ડ–અબંધ્ન્દપુરૂષમ્પુશુમ્॥ વિઘ્નેશ્વર વિશાલાક્ષ સર્વાભીષ્ટફલપ્રદ। પ્રદક્ષિણં કરોમિ ત્વાં સર્વાન્કામાન્પ્રયચ્છ મે॥ પાપોહં પાપકર્માહં પાપાત્મા પાપસંભવઃ ॥ ત્રાહિ માં પુંડરિકાક્ષ સર્વ-પાપ હરો હરિઃ॥ યાનિ કાનિ ચ પાપાનિ બ્રહ્મહત્યા સમાનિ ચ॥ તાનિ સર્વાણિ વિનશ્યન્તિ પ્રદક્ષિણા પદે પદે॥ એમ કહી ગણ-પતિને ત્રણ પ્રદક્ષિણા કરવી. ૐ શ્રીસિદ્ધિવિનાયકાય નમઃ પ્રદ ક્ષિણાં સમર્પયામિ॥ (એ ભણીને શ્રીગણેશની પ્રદક્ષિણા કરવી.)

**પ્રાર્થના:**–

યન્મયાચરિતં દેવ વ્રતમેતત્સુદુર્લભમ્। ગણેશ ત્વં પ્રસન્નઃ સન્સ-ફલં કુરૂ સર્વદા॥ વિનાયક ગણેશાન સર્વદેવનમસ્કૃત। પાર્વતીપ્રિયવિ-ઘ્નેશ મમવિઘ્નાન્નિવારય॥ આવાહનં ન જાનામિ ન જાનામિ વિસ-ર્જનમ્। પૂજાં ચૈવ ન જાનામિ ક્ષમ્યતાં પરમેશ્વર॥ મંત્રહીનં ક્રિયા-હીનં ભક્તિહિનં સુરેશ્વર। યત્પૂજિતં મયા દેવ પરિપૂર્ણં સ્તદસ્તુ મે॥ અન્યથા શરણં નાસ્તિ ત્વમેવ શરણં મમ। તસ્માત્કારૂણ્યભાવેન રક્ષ માં પરમેશ્વર॥ રૂપંદેહિ જયંદેહિ યશોદેહિ દ્વિષો જહિ। પુત્રા-ન્દેહિ ધનંદેહિ સર્વાન્કામાંશ્ચ દેહિ મે॥ ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ પ્રાર્થનાપૂર્વકં નમસ્કારાન્સમર્પયામિ॥

(એ ભણીને શ્રી ગણેશની પ્રાર્થના કરી સાષ્ટાંગ નમસ્કાર કરવા.)

**નામ મંત્રજપ:**—ૐ ગંગણપતયેનમઃ॥

(એ મંત્રનો એકવિશવાર જપ કરવો.)

**છત્ર ચામરાદીનિ:**—છત્રં ચ ચામરં ચૈવ વ્યજનં દર્પણં તથા। પાદુકાનિ ચ સર્વાણિ ગૃહ્યતાં પરમેશ્વર ॥ ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ રાજોપચારાન્સમર્પયામિ ॥

(એ ભણીને શ્રી ગણેશને છત્ર, ચામર, પંખો, દર્પણ તથા પાદુકા એ સર્વ રાજોપચાર યોગ્ય વસ્તુઓ શ્રી ગણેશને પોતાની શક્તિ પ્રમાણે અર્પણ કરવી.)

**વિશેષાર્ઘ:**—

નમસ્તે દેવદેવેશ નમસ્તે ધરણીધર ॥ નમસ્તે જગદાધાર અર્ઘં નઃ પ્રતિગૃહ્યતામ્ ॥ ૐ શ્રીસિદ્ધિવિનાયકાય નમઃ વિશેષાર્ઘં સમર્પયામિ ॥

(એ ભણીને એક ફ્લ, દક્ષિણા અને ચંદનપુષ્પયુક્તજલ શ્રી ગણેશને અર્પણ કરવાં.)

**સંકલ્પ:**—અનેન યથાજ્ઞાનેન યથામિલિતોપચારદ્રવ્યઃ ધ્યાનાવાહનાસનપાદ્યાર્ધ્યાચમનીયસ્નાનવસ્ત્રોપવીત ગન્ધપુષ્પ ધૂપદીપનૈવેદ્યફલતામ્બૂલદક્ષિણાપ્રદક્ષિણા મન્ત્રપુષ્પાદિભિઃ અન્યોપચારૈશ્ચ કૃતેન પૂજનેન શ્રી સિદ્ધિવિનાયકઃ પ્રીયતાં નમમ॥ ૐ તત્સદ્બ્રહ્માર્પણમસ્તુ॥

(એ ભણીને સંકલ્પ કરવો).

**વાયનદાનમ્**—(શ્રી ગણેશ આગળ મૂકેલા એકવિશ લાડુમાંથી એક લાડુ શ્રી ગણેશના હાથમાં આપી બાકીનામાંથી દશ લાડુ પોતાને માટે રાખી બાકી રહેલા દશ લાડુને એક છાબડીમાં વસ્ત્રદક્ષિણા સાથે મૂકી પૂજન કરાવનાર આચાર્ય બ્રાહ્મણની પૂજા કરી નીચે પ્રમાણે સંકલ્પ કરી તે દાન તે બ્રાહ્મણને આપવું).

**સંકલ્પ:**—અદ્ય અમુકમાસે અમુકપક્ષે અમુકતિથૌ અમુકવાસરે બ્રાહ્મણાય દશમોદકાત્મકવાયનદાનમહં કરિષ્યે ॥

(એમ સંકલ્પ કરી તે દાન હાથમાં લઇ નીચે પ્રમાણે ભણીને આપવું.)

સઘૃતાન્ગુડસંમિશ્રાન્મોદકાન્ઘૃતપાચિતાન્ ॥ વાયનં મે ગૃહાણેદં વરંદેહિ વિનાયક ॥ દશાનાં મોદકાનાં ચ ફલદક્ષિણયાયુતમ્। વિપ્રાયફલસિદ્ધ્યર્થં વાયનં તે દદામ્યહમ્॥ ઇદંવાયનદાનં સોપસ્કરં અમુક

શર્મણે બ્રાહ્મણાય તુભ્યમહં સંપ્રદદે॥ તેન શ્રી સિદ્ધિવિનાયકઃ પ્રિયતાં નમમ॥

(એમ બોલીને બ્રાહ્મણને આપવું. બ્રાહ્મણે પ્રતિ ગૃહ્ણામિ॥ એમ કહેવું).

અનેન વાયનદાનેન શ્રી સિદ્ધિવિનાયકઃ પ્રીયતાં નમમ॥

(એ ભણીને શ્રી ગણેશ આગળ જળ મૂકવું. જો ગણેશની પ્રતિમાનું દાન કરવું હોય તો સુવર્ણની ગણેશની મૂર્તિ બનાવી તેને બે વસ્ત્ર ગંધ પુષ્પ અને યોગ્ય દક્ષિણા સાથે હાથમાં રાખી નીચે પ્રમાણે ભણીને તે બ્રાહ્મણને આપવી.)

ગણેશ પ્રતિમાદાન મંત્રઃ—

વિનાયકસ્ય પ્રતિમાં વસ્ત્રયુગ્મેન વેષ્ટિતામ્। તુભ્યં સંપ્રદદે-વિપ્ર પ્રીયતાંમે ગજાનનઃ॥ ગણેશઃ પ્રતિગૃહ્ણાતિ ગણેશો વૈ દદાતિચ! ગણેશસ્તારકોભાભ્યાં ગણેશાય નમો નમઃ॥

(પછી પૂજન કરાવનાર બ્રાહ્મણની ગંધ પુષ્પથી પૂજા કરી પૂજા કરાવવા નિમિત્ત બ્રાહ્મણ સંતુષ્ટ થાય તેવી દક્ષિણા તેને આપી તેની પાસેથી આશીર્વાદ પૂજા કરનારે લેવો. બ્રાહ્મણે યજમાનને ચાંલ્લો કરી હાથમાં ચોખા લઇ નીચે પ્રમાણે ભણીને તે આર્શિવાદના ચોખા તે યજમાનના ઉપર વધાવવા.)

ૐ સ્વસ્તિન-ઽઽ-ઇન્દ્રોવૃદ્ધશ્રવાઽ. સ્વસ્તિનઃ પૂષાવિશ્વ-વેદાઃ। સ્વસ્તિનસ્તાર્ક્ષ્યોઽ અરિષ્ટનેમિઃ સ્વસ્તિનો બૃહસ્પતિર્દધાતુ॥

સ્વસ્તિસ્તુયાવિનાશાખ્યા પુણ્યકલ્યાણવૃદ્ધિદા।
વિનાયકપ્રિયાનિત્યં તાં ચ સ્વસ્તિં બ્રુવન્તુ નઃ॥
દેહાન્તેપરમસ્થાનં યત્સુરૈરપિદુર્લભં।
પ્રાપ્નોતિપુરૂષોનિત્યં મહાદેવપ્રસાદતઃ॥
યાવદ્ભૂમંડલંધત્તે સશૈલવનકાનનમ્॥
તાવત્તિષ્ઠતિમેદિન્યાં સંતતિઃ પુત્રપાત્રિકિઃ॥

ધનંધાન્યં પશુપુત્રલાભં શતસંવત્સરં દીર્ઘમાયુરસ્તુ॥ આરાધિત દેવતાઃપ્રસન્ના વરદા ભવ। ઈચ્છિતમનઃકામના સિદ્ધિરસ્તુ॥

વિસર્જનઃ—યાન્તુ ગ્રહગણાઃ સર્વે સ્વશકત્યા પૂજિતા મયા। ઇષ્ટ કામ પ્રસિધ્યર્થં પુનરાગમનાય ચ (એમ કહી ચોખા વધાવવા.)

શ્રી ગણેશાયનમઃ



# શ્રી સિદ્ધિવિનાયકની કથા.

શૌનકાદ્યાઋષિગણાનૈમિષારણ્યવાસિનઃ ॥
સૂતંપૌરાણિકશ્રેષ્ઠમિદમૂચુર્વચસ્તદા ॥ ૧ ॥

નૈમિષારણ્યને વિશે રહેવાવાળા શૌનકાદિ ઋષિગણો સૂતપુરાણિકને નીચેપ્રમાણે શ્રેષ્ઠ વચન કહેવા લાગ્યા. (૧)

ઋષય ઊચુઃ–નિર્વિઘ્નેનતુકાર્યાણિકથંસિદ્ધ્યંતિસૂતજ ॥
અર્થસિદ્ધિઃકથંનૃણાંપુત્રસૌભાગ્યસંપદઃ ॥ ૨ ॥

ઋષિઓ કહે છેઃ—હે સૂતપુત્ર! નિર્વિઘ્ન રીતે સર્વ કાર્યો કેવી રીતે સિદ્ધ થાય? વળી દ્રવ્યપ્રાપ્તિ, પુત્ર, સૌભાગ્ય તથા સંપત્તિ મનુષ્યને કેવી રીતે મળે? (૨)

દંપત્યોઃકલહેચૈવબંધુભેદેતથાનૃણાં ॥
ઉદાસીનેષુલોકેષુકથંસુસુખતાભવેત્ ॥ ૩ ॥

સ્ત્રી પુરુષમાં કજીઓ થાય અથવા બંધુઓમાં વૈર ઉત્પન્ન થાય તો તે નાશ પામી સુખ કેવી રીતે થાય? તેજ રીતે જે લોક આપણા તરફ ઉદાસીન હોય, તે આપણને અનુકૂલ કેવી રીતે થાય? (૩)

વિદ્યારંભેતથાનૃણાંવાણિજ્યેચકૃષૌતથા ॥
નૃપતેઃપરચક્રેચજયસિદ્ધિઃકથંભવેત્ ॥ ૪ ॥

વિદ્યારંભ સમયે, વ્યાપારમાં, ખેતીમાં તેમ જ રાજાનાપર શત્રુ ઝઝુમતો હોય ત્યારે જય કેવી રીતે થઈ શકે? (૪)

**કાંદેવતાંનમસ્કૃત્યકાર્યેસિદ્ધિર્ભવેન્નૃણાં ॥**
**એતત્સમસ્તંવિસ્તાર્યંબ્રહિનઃસૂતપૃચ્છતાં ॥ ૫ ॥**

કયા દેવને નમસ્કાર કરવાથી મનુષ્યની કાર્યસિદ્ધિ થાય છે? હે સૂત! આ સર્વ પૂછવાવાળા અમોને તે વિસ્તારથી સર્વ કહો. (૫)

સૂત ઉવાચ-**સન્નદ્ધયોઃપુરાવિપ્રાઃકુરુપાંડવસેનયોઃ ॥**
**પૃષ્ટવાન્દેવકીપુત્રંકુંતીપુત્રોયુધિષ્ઠિરઃ ॥ ૬ ॥**

સૂતપુરાણિક કહે છે:—હે વિપ્રો! પૂર્વે કૌરવ તથા પાંડવનું સૈન્ય તૈયાર થઇને લડવા માટે ઉભું હતું, તેવામાં કુંતીપુત્ર યુધિષ્ઠિરે દેવકી પુત્ર શ્રીકૃષ્ણ ભગવાનને નીચે પ્રમાણે પ્રશ્ન પૂછ્યો. (૬)

યુધિષ્ઠિર ઉવાચ-**નિર્વિઘ્નેનજયંમહ્યંવદત્વંદેવકીસુત ॥**
**કાંદેવતાંનમસ્કૃત્યસમ્યગ્રાજ્યંલભેમહિ ॥ ૭ ॥**

યુધિષ્ઠિર કહે છે:—હે શ્રીકૃષ્ણ! નિર્વિઘ્ન રીતે જય કેવી રીતે થાય, તે તમે અમોને કહો. વળી કયા દેવને નમસ્કાર કરવાથી સારી રીતે અમોને રાજ્ય-પ્રાપ્તિ થાય? (૭)

શ્રીકૃષ્ણ ઉવાચ-**પૂજયસ્વગણાધ્યક્ષમુમામલસમુદ્ભવં ॥**
**તસ્મિન્સંપૂજિતેદેવેધ્રુવંરાજ્યમવાપ્સ્યસિ ॥ ૮ ॥**

શ્રીકૃષ્ણ કહે છે:—સર્વ ગુણોમાં મુખ્ય તથા પાર્વતીના મળથી ઉત્પન્ન થયેલા એવા ગણપતિનું પૂજન કરવાથી ખચીત તું રાજ્યને પ્રાપ્ત થઇશ.(૮)

યુધિષ્ઠિર ઉવાચ-**દેવકેનવિધાનેનપૂજનીયોગણાધિપઃ ॥**
**પૂજિતસ્તુતિથૌકસ્યાંસિદ્ધિદોગણપોભવેત્ ॥ ૯ ॥**

યુધિષ્ઠિર કહે છે:—હે દેવ! કેવા વિધિવડે ગણપતિનું પૂજન કરવું જોઇએ? કઇ તિથિને વિશે ગણપતિનું પૂજન કરવાથી કાર્ય-સિદ્ધિ થાય? (૯)

શ્રીકૃષ્ણ ઉવાચ-**માસિભાદ્રપદેશુક્લેચતુર્થ્યાંપૂજયેન્નૃપ ॥**
**માસિમાઘેશ્રાવણેવામાર્ગશીર્ષેથવાભવેત્ ॥ ૧૦ ॥**

શ્રીકૃષ્ણ કહે છે:—હે રાજન્! ભાદરવા શુદિ ચોથને દિવસે, માઘ માસમાં, શ્રાવણ માસમાં અથવા તો માર્ગશીર્ષ માસમાં ચોથને દિવસે ગણપતિનું પૂજન કરવું. (૧૦)

ગજવક્ત્રંતુશુક્લાયાંચતુર્થ્યાંપૂજયેન્નૃપ ॥
યદાચોત્પદ્યતેભક્તિસ્તદાપૂજ્યોગણાધિપઃ ॥ ૧૧ ॥

હે રાજન્! કોઇ પણ માસમાં શુકલ ચતુર્થીને દિવસે ગણ-પતિનું પૂજન કરવું જોઇએ. જયારે ભક્તિ ઉત્પન્ન થાય ત્યારે ગણ-પતિનું પૂજન કરવું. (૧૧)

પ્રાતઃશુક્લતિલૈઃસ્નાત્વામધ્યાહ્નેપૂજયેન્નૃપ ॥
નિષ્કમાત્રસુવર્ણેનતદર્ધાર્ધેનવાપુનઃ ॥ ૧૨ ॥
સ્વશક્ત્યાગણનાથસ્યસ્વર્ણરૌપ્યમયાકૃતિં ॥
અથવામૃન્મયીંકુર્યાદ્વિત્તશાઢયંનકારયેત્ ॥ ૧૩ ॥

પ્રાતઃકાલે સફેત તલ લઇ સ્નાન કરવું તથા હે રાજન્! મધ્યાહ્ને ગણપતિનું પૂજન કરવું. સાડાત્રણ તોલા સુવર્ણ લેવું અથવા તેથી અર્ધામાંથી અર્ધું લઇ યથાશક્તિ ગણપતિની સુવર્ણની અથવા રૂપાની મૂર્તિ કરાવવી. નહિ તો મટોડીની કરાવવી. જો પૈસા હોય તો લોભ કરવો નહિ. (૧૨–૧૩)

એકદંતંશૂર્પકર્ણંગજવક્ત્રંચતુર્ભુજં ॥
પાશાંકુશધરંદેવંધ્યાયેત્સિદ્ધિવિનાયકં ॥૧૪॥

એક દાંતવાળા, સુપડાના સરખા કાનવાળા, હાથીના મુખવાળા, ચાર ભુજાવાળા તથા પાશ અને અંકુશને ધારણ કરવાવાળા એવા સિદ્ધિવિનાયક દેવનું ધ્યાન કરવું જોઇએ. (૧૪)

આવાહનાસનાર્ઘ્યંચદત્વાપશ્ચાત્પ્રયત્નતઃ ॥
કૃત્વાપૂજાંપ્રયત્નેનસ્નાપ્યપંચામૃતૈઃપૃથક્ ॥ ૧૫ ॥

આવાહન, આસન તથા અર્ઘ્ય ત્યાર પછી આપવાં. પંચામૃતવડે જૂદું સ્નાન કરાવી વિધિપુરઃસર ગણપતિની પૂજા કરવી. (૧૫)

રક્તવસ્ત્રયુગંસર્વપ્રદેદદ્યાચ્ચભક્તિતઃ ॥
ગણાધ્યક્ષેતિનામ્નાવૈગંધંદદ્યાચ્ચભક્તિતઃ ॥ ૧૬ ॥

सर्वप्रदायनमः એ મંત્ર ભણી બે રક્ત વસ્ત્ર ભક્તિયુક્ત થઇ આપવાં તથા ભક્તિવડે गणाधिपायनमः એ મંત્રવડે ગંધ અર્પણ કરવો. (૧૬)

વિનાયકેતિપુષ્પાણિધૂપંચોમાસુતાયચ ॥
દીપંરુદ્રપ્રિયાયેતિનૈવેદ્યંવિઘ્નનાશિને ॥ ૧૭ ॥

विनायकायनमः એ મંત્રવડે પુષ્પ તથા उमासुतायनमः એ મંત્રથી ધૂપ, रुद्रप्रियाय नमः એ મંત્રથી દીપ તથા विघ्ननाशिने नमः એ મંત્રથી નૈવેદ્ય અર્પણ કરવાં. (૧૭)

કિંચિત્સુવર્ણપૂજાંચતાંબૂલંચસમર્પયેત્ ॥
તતોદૂર્વાંકુરાન્ગૃહ્યવિંશતિચૈકમેવહિ ॥ ૧૮ ॥

ત્યાર પછી કંઈ એક દક્ષિણા તથા તાંબૂલ અર્પણ કરવાં. પછી એકવીશ દૂર્વા લેવી. (૧૮)

પૂજનીયઃપ્રયત્નેનએભિર્નામપદૈઃસદા ॥
ગણાધિપનમસ્તેસ્તુઉમાપુત્રાઘનાશન ॥ ૧૯ ॥
વિનાયકેશપુત્રેતિસર્વસિદ્ધિપ્રદાયક ॥
એકદંતેભવક્ત્રેતિતથામૂષકવાહન ॥ ૨૦ ॥
કુમારગુરવેતુભ્યંપૂજનીયઃપ્રયત્નતઃ ॥
દૂર્વાયુગ્મંગૃહીત્વાતુગંધપુષ્પાક્ષતૈર્યુતં ॥ ૨૧ ॥
એકૈકેનતુનામ્નાવૈદત્વૈકાંસર્વનામભિઃ ॥
અથૈકવિંશતિંગૃહ્યમોદકાન્ઘૃતપાચિતાન્ ॥ ૨૨ ॥

નીચે પ્રમાણેનાં નામોવડે ગણેશની પૂજા કરવીઃ गणाधिपायनमः उमापुत्रायनमः, अघनाशनायनमः, विनायकायनमः, ईशपुत्रायनमः, सर्वसिधिप्रदायकायनमः, एकदंतायनमः, इभवक्त्रायनमः, मूषकवाहनायनमः, कुमारगुरवेनमःઈત્યાદિ નામોવડે યથાવિધિ પૂજા કરવી. ગંધ, પુષ્પ તથા અક્ષતસહિત બે બે દૂર્વા લઇ એકેકું નામ દઈ ગણપતિને ચઢાવવી તથા સર્વ નામો લઈ છેવટની એક દૂર્વા ચઢાવી દેવી. પછી ઘીવાળા એકવીશ લાડુ લેવા. (૧૯—૨૨)

સ્થાપયિત્વાગણાધ્યક્ષસમીપેકુરુનંદન ॥
દશવિપ્રાયદાતવ્યાઃસ્વયંગ્રાહ્યાસ્તથૈવચ ॥ ૨૩ ॥

હે કુરુનંદન! ગણપતિના સમીપ તેને મૂકવા. તેમાંથી દશ મોદક બ્રાહ્મણને આપવા તથા દશ પોતે લેવા. (૨૩)

એકંગણાધિપેદદ્યાત્સનૈવેદ્યંનૃપોત્તમ ॥
વિનાયકસ્યપ્રતિમાંબ્રાહ્મણાયનિવેદયેત્ ॥ ૨૪ ॥

વળી રહેલો એક મોદક ગણપતિને નૈવેદ્યમાં અર્પણ કરવો. ગણપતિની પ્રતિમાનું બ્રાહ્મણને દાન કરવું. (૨૪)

પ્રતિમાદાનમંત્રઃ–વિનાયકસ્યપ્રતિમાંવસ્ત્રયુગ્મેનવેષ્ટિતામ્ ॥
તુભ્યંસંપ્રદદેવિપ્રપ્રીયતાંમેગજાનનઃ ॥ ૨૬ ॥

**પ્રતિમા દાનનો મંત્રઃ**–હે વિપ્રો! બે વસ્ત્રોયુક્ત વિનાયકની પ્રતિમા હું તમને આપું છું. આથી ગણપતિ મારાપર સંતુષ્ટ થાઓ. (૨૫)

વિનાયકગણેશત્વંસર્વદેવનમસ્કૃત ॥
પાર્વતીપ્રિયવિઘ્નેશમમવિઘ્નંવિનાશય ॥ ૨૬ ॥

આ પ્રમાણે બ્રાહ્મણની પ્રાર્થના કર્યા પછી ગણપતિની પ્રાર્થના કરવી. હે વિનાયક! હે ગણેશ! હે સર્વદેવનમસ્કૃત! હે પાર્વતીપ્રિય! હે વિઘ્નેશ! મારા વિઘ્નનો નાશ કરો. (૨૬)

ગણેશઃપ્રતિગૃહ્ણાતિગણેશોવૈદદાતિચ ॥
ગણેશસ્તારકોભાભ્યાંગણેશાયનમોનમઃ ॥ ૨૭ ॥

ગણેશ પ્રતિગ્રહ કરે છે તથા ગણેશ જ આપે છે. આ રીતે બેઉ પ્રકારે ગણેશ તારવાવાળા છે, માટે ગણેશને નમસ્કાર છે. (૨૭)

કૃત્વાનૈમિત્તિકંકર્મપૂજયેદિષ્ટદેવતાં ॥
બ્રાહ્મણાન્ભોજયેત્પશ્ચાદ્ભુંજીયાત્તૈલવર્જિતં ॥ ૨૮ ॥

નૈમિત્તિક કર્મ કર્યા પછી ઇષ્ટ દેવતાનું પૂજન કરવું જોઇએ. બ્રાહ્મણોને ભોજન કરાવવું તથા પોતે તેલથી રહિત ભોજન કરવું. (૨૮)

એવંકૃતેધર્મરાજગણનાથસ્યપૂજને ॥
વિજયસ્તેભવેન્નૂનંસત્યંસત્યંમયોદિતં ॥ ૨૯ ॥

હે ધર્મરાજ! આ રીતે ગણપતિનું પૂજન કરવાથી તારો ખરેખર વિજય થશે. આ મેં તને સત્ય કહ્યું છે. (૨૯)

ત્રિપુરંહતુકામેનપૂજિતઃશૂલપાણિના ॥
શક્રેણપૂજિતઃપૂર્વંવૃત્રાસુરવધેચ્છયા ॥ ૩૦ ॥

ત્રિપુરાસુર દૈત્યને મારવાની ઇચ્છાથી મહાદેવે આ પ્રમાણે ગણપતિનું પૂજન કર્યું હતું, તેમજ વૃત્રાસુરનો વધ કરવાની ઇચ્છાથી શક્રે ગણપતિનું પૂજન કર્યું હતું. (૩૦)

અન્વેષયંત્યાભર્તારંપૂજિતોહલ્યયાપુરા ॥
નલસ્યાન્વેષણાર્થાયદમયંત્યાપુરાર્ચિતઃ ॥ ૩૧ ॥

અહલ્યાએ પોતાના પતિની શોધને અર્થે પૂજન કર્યું હતું તથા દમયંતીએ નળરાજાને શોધી કાઢવા ગણપતિનું પૂજન કર્યું હતું. (૩૧)

**રઘુનાથેનતદ્વચ્ચસીતાયાન્વેષણેપુરા ॥**
**દ્રષ્ટુંસીતાંમહાભાગાંવીરેણચહનૂમતા ॥ ૩૨ ॥**

રામચંદ્રજીએ સીતાની શોધ અર્થે પૂજન કર્યું હતું. તેમજ વીર હનૂમાને સીતાનું દર્શન કરવા ગણપતિનું પૂજન કર્યું હતું. (૩૨)

**ભગીરથેનતદ્વચ્ચગંગામાનયતાપુરા ॥**
**અમૃતોત્પાદનાર્થાયતથાદેવાસુરૈરપિ ॥ ૩૩ ॥**

ગંગાને લાવવા માટે ભગીરથે તથા અમૃત ઉત્પન્ન કરવા માટે દેવો તથા અસુરોએ ગણપતિનું પૂજન કર્યું હતું. (૩૩)

**અમૃતંહરતાપૂર્વંવૈનતેયેનપક્ષિણા ॥**
**આરાધિતોગણાધ્યક્ષોહ્યમૃતંચહૃતંબલાત્ ॥ ૩૪ ॥**

તેજ રીતે ગરુડે અમૃતનું હરણ કરવા પૂર્વે ગણપતિનું પૂજન કર્યું હતું તથા પૂજન કરી બળવડે અમૃતનું હરણ કર્યું હતું. (૩૪)

**રુક્મિણીંહર્તુકામેનપૂજિતોસૌમયાપ્રભુઃ ॥**
**તસ્યપ્રસાદાદ્રાજેંદ્રરુક્મિણીંપ્રાપ્તવાનહમ્ ॥ ૩૫ ॥**

મેં રુક્મિણીનું હરણ કરવા ગણપતિનું પૂજન કર્યું હતું તથા ગણપતિના પ્રસાદવડે મને રુક્મિણી પ્રાપ્ત થયાં હતાં. (૩૫)

**યદાપૂર્વંહિદૈત્યેનહૃતોરુક્મિણિનંદનઃ ॥**
**આરાધિતોમયાતદ્વદ્રુક્મિણ્યાસહિતેનચ ॥ ૩૬ ॥**

પૂર્વે જ્યારે રુક્મિણીના પુત્રનું દૈત્યે હરણ કર્યું હતું ત્યારે રુક્મિણી સહિત મેં ગણપતિની આરાધના કરી હતી. (૩૬)

**કુષ્ઠવ્યાધિયુતેનાથસાંબેનારાધિતઃપુરા ॥**
**જયકામસ્તથાશીઘ્રંત્વમારાધયશાંકરિમ્ ॥ ૩૭ ॥**

જાંબવતીના પુત્ર સાંબને કોઢનો વ્યાધિ થયો હતો ત્યારે તેણે ગણપતિની આરાધના કરી હતી. તેજ રીતે જયની ઇચ્છાવાળા તારે પણ શંકરના પુત્ર ગણપતિની પૂજા કરવી જોઇએ. (૩૭)

**વિદ્યાકામોલભેદ્વિદ્યાંધનકામોધનંતથા ॥**
**જયંચજયકામસ્તુપુત્રાર્થીવિંદતેસુતાન્ ॥ ૩૮ ॥**

વિદ્યાની કામનાવાળાને વિદ્યા પ્રાપ્ત થાય છે, ધનની કામનાવાળાને ધન, જયની કામનાવાળાને જય તથા પુત્રની કામનાવાળાને પુત્રો પ્રાપ્ત થાય છે. (૩૮)

પતિકામાચભર્તારંસૌભાગ્યંચસુવાસિની ॥
વિધવાપૂજયિત્વાતુવૈધવ્યંનાપ્નુયાત્કવચિત્ ॥ ૩૯ ॥

પતિની કામનાવાળીને પતિ તથા સુવાસણને સૌભાગ્ય મળે છે. વિધવા જો પૂજન કરે છે તો ફરી બીજા જન્મોમાં તેને વૈધવ્ય પ્રાપ્ત થતું નથી. (૩૯)

વૈષ્ણવાદ્યાસુદીક્ષાસુઆદૌપૂજ્યોગણાધિપઃ ॥
તસ્મિન્સંપૂજિતેવિષ્ણુરીશોભાનુસ્તથાઉમા ॥ ૪૦ ॥

વિષ્ણુ, શિવ આદિ સર્વની દીક્ષા લેતાં પહેલાં પ્રથમ ગણપતિની પૂજા કરવી. તેની પૂજા કરવાથી ભગવાન્ વિષ્ણુ, શંકર, સૂર્ય, પાર્વતી, (૪૦)

હવ્યવાહમુખાદેવાઃપૂજિતાઃસ્યુર્નસંશયઃ ॥
ચંડિકાદ્યામાતૃગણાઃસર્વેતુષ્ટાભવંતિચ ॥ ૪૧ ॥

અગ્નિ ઇત્યાદિ સર્વ દેવનું પૂજન કર્યા બરાબર ફળની સિદ્ધિ થાય છે. તેમજ ચંડિકાદિ સર્વ માતૃગણો સંતુષ્ટ થાય છે. (૪૧)

તસ્મિન્સંપૂજિતેવિપ્રાભક્ત્યાસિદ્ધિવિનાયકે ॥
એવંકૃતેધર્મરાજગણનાથસ્યપૂજને ॥ ૪૨ ॥

હે વિપ્રો! ભક્તિયુક્ત થઈ સિદ્ધિવિનાયકનું પૂજન કરવાથી ચંડિકાદિ સર્વ માતૃગણો સંતુષ્ટ થાય છે. કૃષ્ણે કહ્યું:–હે ધર્મરાજ! ગણપતિનું પૂજન કરવાથી, (૪૨)

પ્રાપ્સ્યસિત્વંસ્વકંરાજ્યંહત્વાશત્રૂરણાજિરે ॥
સિધ્ધ્યંતિસર્વકાર્યાણિનાત્રકાર્યાવિચારણા ॥ ૪૩ ॥

તું તારા શત્રુને રણમાં મારી પોતાનું રાજ્ય મેળવીશ. તેમજ તારાં સર્વ કાર્યો સિદ્ધ થશે, એમાં કોઈ રીતનો સંશય નથી. (૪૩)

એવમિત્યુક્તઃકૃષ્ણેનસાનુજઃપાંડુનંદનઃ ॥
પૂજયામાસદેવસ્યપુત્રંત્રિપુરઘાતિનઃ ॥ ૪૪ ॥

શ્રીકૃષ્ણે આ પ્રમાણે સર્વ બંધુઓ સહિત યુધિષ્ઠિર રાજાને કહ્યું, એટલે તે સર્વેએ મહાદેવના પુત્ર ગણપતિનું પૂજન કર્યું. (૪૪)

શત્રુસંઘંનિહત્યાજૌપ્રાપ્તવાન્રાજ્યમોજસા ॥
સૂત ઉવાચ–યઃપૂજયેન્મહાભાગોગણેશંસિદ્ધિદાયકમ્ ॥ ૪૫ ॥

સર્વ શત્રુઓને મારી નાંખી પરાક્રમવડે તેણે રાજ્યને મેળવ્યું. સૂત કહે છે:–જે મહા ભાગ્યશાળી ગણપતિનું પૂજન કરે છે, (૪૫)

**સિધ્યંતિતસ્યકાર્યાણિમનસાચિંતિતાન્યપિ ॥**
**ખ્યાતિંગમિષ્યતેતેનનામ્નાસિદ્ધિવિનાયકઃ ॥ ૪૬ ॥**

તેના મનનાં જે કાર્યનું ચિંતન થાય છે, તે સર્વ કાર્યો સિદ્ધ થાય છે. સિદ્ધિવિનાયકનું નામ દેવાથી સર્વ પ્રકારની ખ્યાતિને મનુષ્ય પામે છે. (૪૬)

**યઇદંશ્રૃણુયાન્નિત્યંશ્રાવયેદ્વાસમાહિતઃ ॥**
**સિધ્યતિસર્વકાર્યાણિવિનાયકપ્રસાદતઃ ॥ ૪૭ ॥**

ઇતિશ્રીભાદ્રપદશુકલચતુર્થીગણેશવ્રતકથાભવિષ્યોક્તા સંપૂર્ણા ॥

જે કોઇ આ સાંભળે છે અથવા કોઇને સંભળાવે છે તો વિનાયકના પ્રસાદથી તેનાં સર્વ કાર્યો સિદ્ધ થાય છે. (૪૭)

ઇતિશ્રી ભાદ્રપદ શુકલ ચતુર્થી ગણેશવ્રતકથા સમાપ્તા.

---

**માસિભાદ્રપદેશુકલેશિવલોકેપ્રપૂજિતા ॥**
**તસ્યાંસ્નાનંતથાદાનંઉપવાસોઽર્ચનંતથા ॥**
**ક્રિયામાણંશતગુણંપ્રસાદાદ્યાતિવૈનૃપ ॥**
**(ચતુર્થીત્યનુષંગઃ ॥**
**અસ્યામેવચંદ્રદર્શનેદોષમાહપરાશરઃ ॥)**
**કન્યાદિત્યચતુર્થ્યાંતુશુકલેચદ્રસ્યદર્શનં ॥**
**મિથ્યાભિદૂષણંકુર્યાત્તસ્માત્પશ્યેન્નતંતદા ॥**
**તદ્દોષશાંતયેજાપ્યંવિષ્ણુનોકતંસુમંત્રકં ॥ ૧ ॥**

શ્રીકૃષ્ણ કહે છેઃ—હે ધર્મરાજ! શિવલોકને આપવાવાળી ભાદરવા શુદ ચોથ અત્યંત પૂજ્ય છે, આ દિવસે સ્નાન, દાન, ઉપવાસ તથા અર્ચન જે કરે છે તેને ગણપતિની કૃપાથી સોગણું ફળ પ્રાપ્ત થાય છે. આવી આ ચતુર્થી પુણ્યકારક છે. (૧)

(આ દિવસે ચંદ્રદર્શન કરવાથી દોષ પ્રાપ્ત થાય છે એમ પરાશર કહે છે.) કન્યારાશિમાં સૂર્ય હોય તેવામાં ભાદ્રપદ માસની ચતુર્થીને દિવસે ચંદ્ર જોવામાં આવે તો આપણાપર મિથ્યારોપ આવે છે, માટે તે દિવસે ચંદ્રનું દર્શન કરવું નહિ. જો તે દિવસે કદી જોવામાં આવે તો તે દોષના નાશ અર્થે,

**સિંહઃ પ્રસેનમવધીત્સિંહો જાંબવતા હતઃ ।**
**સુકુમારક મા રોદીસ્તવ હ્યેષસ્યમંતકઃ ॥ ૧ ॥**

સિંહે પ્રસેનને માર્યો તથા જાંબવાને સિંહને માર્યો. હે સુકુમાર! તું રડ મા. આ તારો સ્યમંતક મણિ છે.

ઉપર પ્રમાણે કહેલ વિષ્ણુથી કહેવાએલ મંત્રનો જપ કરવો, જેથી દોષનો નાશ થાય છે.

**અથસ્યમંતકોપાખ્યાનં ॥**

(ગણેશ ચતુર્થીને દિવસે ચંદ્રદર્શન થવાથી દોષ કેવી રીતે લાગે છે, તે સંબંધી સ્યમંતકનું આખ્યાન જે સ્કંદપુરાણમાં છે, તે કહેવામાં આવે છે.)

નંદિકેશ્વર ઉવાચ—**શૃણુષ્વૈકાગ્રચિત્તઃસન્વ્રતંગણેશ્વરંમહત્ ॥**
**ચતુર્થ્યાંશુક્લપક્ષેતુસદાકાર્યંપ્રયત્નતઃ ॥ ૧ ॥**

નંદિકેશ્વર કહે છેઃ—ગણપતિનું મહાન્ વ્રત તું એક ચિત્તથી સાંભળ. શુકલપક્ષની ચોથને દિવસે સર્વદા આ વ્રત કરવું જોઇએ. (૧)

**સનત્કુમારયોગીંદ્રયદીચ્છેચ્છુભમાત્મનઃ ॥**
**નારીવાપુરુષોવાપિયઃકુર્યાદ્વિધિવદ્વ્રતં ॥ ૨ ॥**

હે યોગીંદ્ર સનત્કુમાર! નારી અથવા તો પુરુષ જે પોતાનું કલ્યાણ ચહાતો હોય તે જો યથાવિધિ આ વ્રત કરે, (૨)

**મોચયત્યાશુવિપ્રેંદ્રસંકટાદ્વ્રતિનંહિતત્ ॥**
**અપવાદહરંચૈવસર્વવિઘ્નપ્રણાશનં ॥ ૩ ॥**

હે વિપ્રેન્દ્ર! તો તે વ્રત કરનાર જલદી સંકટમાંથી મુક્ત થાય છે, તેના સર્વ અપવાદો ટળી જાય છે તથા તેનાં સર્વ વિઘ્નો નાશ પામે છે. (૩)

**કાંતારેવિષમેવાપિરણેરાજકુલેઽથવા ॥**
**સર્વસિદ્ધિકરંવિદ્ધિવ્રતાનામુત્તમંવ્રતં ॥ ૪ ॥**

આ વ્રત સર્વ વ્રતોમાં ઉત્તમ છે. વિષમ અરણ્યમાં, રણમાં અથવા રાજકુળમાં આ વ્રત સર્વ પ્રકારે ખચીત જ સિદ્ધિ આપવાવાળું છે. (૪)

**ગજાનનપ્રિયંચાથત્રિષુલોકેષુવિશ્રુતં ॥**
**અતોનવિદ્યતેબ્રહ્મન્સર્વસંકટનાશનં ॥ ૫ ॥**

આ વ્રત ગજાનનને અત્યંત પ્રિય છે. આથી તે ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે. આના સિવાય બીજું કોઇ પણ વ્રત વિઘ્નનો નાશ કરવાવાળું નથી. (૫)

સનત્કુમાર ઉવાચ–કેનચાદૌપુરાચીર્ણંમર્ત્યેલોકેકથંગતં ॥
એતત્સમસ્તંવિસ્તાર્યબ્રૂહિગાણેશ્વરંવ્રતમ્ ॥ ૬ ॥

સનત્કુમાર કહે છેઃ–આ ગણપતિનું વ્રત પ્રથમ કોણે કર્યું હતું? તથા આ વ્રતનો પ્રચાર મર્ત્ય લોકમાં કેવી રીતે થયો? આ સર્વના વિસ્તારયુક્ત ગણપતિનું વ્રત તમે મને કહો. (૬)

નંદિકેશ્વર ઉવાચ–ચક્રેવ્રતંજગન્નાથોવાસુદેવઃપ્રતાપવાન્ ॥
આદિષ્ટોનારદેનૈવવૃથાલાંછનમુક્તયે ॥ ૭ ॥

નંદિકેશ્વર કહે છેઃ–પ્રતાપવાન્ વાસુદેવે આ વ્રત પ્રથમ કર્યું હતું. વૃથા દોષ વાસુદેવપર આવવાથી તેનો નાશ કરવા નારદે આ વ્રત કરવા ભગવાનને કહ્યું હતું. (૭)

સનત્કુમાર ઉવાચ–ષડ્ગુણૈશ્વર્યસંપન્નઃસૃષ્ટિસંહારકારકઃ ॥
વાસુદેવોજગદ્વ્યાપીપ્રાપ્તવાન્લાંછનંકથં ॥ ૮ ॥

સનત્કુમાર કહે છેઃ–સૃષ્ટિનો સંહાર કરવાવાળા તથા છ ગુણના ઐશ્વર્યવાળા તેમજ સર્વ જગતને વ્યાપી રહેલા વાસુદેવ ભગવાન્ કેવી રીતે લાંછનને પામ્યા? (૮)

એતદાશ્ચર્યમાખ્યાનંબ્રૂહિત્વંનંદિકેશ્વર ॥
નંદિકેશ્વર ઉવાચ–ભૂમિભારનિવૃત્ત્યર્થંવસુદેવસુતાવુભૌ ॥ ૯ ॥

હે નંદિકેશ્વર! આ સર્વ કુતુહલ હું સાંભળવાની ઇચ્છા રાખું છું, માટે તે મને કહો. ત્યારે નંદિકેશ્વર કહે છેઃ–ભૂમિનો ભાર ટાળવા વિષ્ણુ તથા અનંત ભગવાને, (૯)

રામકૃષ્ણૌસમુત્પન્નૌપદ્મનાભફણીશ્વરૌ ॥
જરાસંધભયાત્કૃષ્ણોદ્વારકાંસમકલ્પયત ॥ ૧૦ ॥
વિશ્વકર્માણમાહૂયપુરીંહાટકનિર્મિતાં ॥
તત્રષોડશસાહસ્રંસ્ત્રીણાંચૈવશતાધિકં ॥ ૧૧ ॥

રામ તથા કૃષ્ણને નામે, વસુદેવના પુત્રોરૂપે અવતાર લીધો. જરાસંધના ભયથી કૃષ્ણે વિશ્વકર્માને બોલાવી સુવર્ણની દ્વારિકા નગરી સ્થાપી તથા ત્યાં સોળ હજાર ને એકસો સ્ત્રીઓને માટે, (૧૦–૧૧)

**ભવનાનિમનોજ્ઞાનિતેષાંમધ્યેવ્યકલ્પયત ॥**
**પારિજાતતરૂંમધ્યેતાસાંભોગાયકલ્પયત ॥ ૧૨ ॥**

જૂદાં જૂદાં ઉત્તમ ઘરો બનાવ્યાં. આ સર્વ સ્ત્રીઓને સુગંધનો ઉપભોગ લેવા માટે તે સર્વ સ્ત્રીઓના ઘરના મધ્ય ભાગમાં પારિજાતક નામનું કલ્પવૃક્ષ આણ્યું. (૧૨)

**યાદવાનાંગૃહાસ્તત્રષટ્પંચાશચ્ચકોટયઃ ॥**
**અન્યોઽપિબહવોલોકાઃસંતિવૈવિગતજ્વરાઃ ॥ ૧૩ ॥**

આ દ્વારિકા નગરી એવડી મોટી હતી કે, તેમાં છપ્પન કરોડ યાદવોનાં ઘરો હતાં. બીજા પણ ઘણા લોકો અત્યંત આનંદથી ત્યાં રહેતા હતા. (૧૩)

**યત્કિંચિત્ત્રિષુલોકેષુસુંદરંતત્રદૃશ્યતે ॥**
**સત્રાજિતપ્રસેનાખ્યૌપુત્રાવુગ્રસ્યવિશ્રુતૌ ॥ ૧૪ ॥**

ત્રણે લોકમાં જે કાંઈ રમણીય વસ્તુ માલમ પડે, તે સર્વ ત્યાં જોવામાં આવતી હતી. ત્યાં ઉગ્રસેન નામના યાદવને સત્રાજિત તથા પ્રસેનજિત નામના બે પુત્રો હતા. (૧૪)

**અંભોધિતીરમાસાદ્યતન્મનસ્કતયાચસઃ ॥**
**સત્રાજિતસ્તપસ્તેપેસૂર્યમુદ્દિશ્યબુદ્ધિમાન્ ॥ ૧૫ ॥**

બુદ્ધિમાન્ સત્રાજિત સમુદ્ર તટપર જઇ એકચિત્તથી સૂર્યને પ્રસન્ન કરવા તપ કરવા લાગ્યો. (૧૫)

**વ્રતંનિરશનંગૃહ્યસૂર્યસંબદ્ધલોચનઃ ॥**
**તતઃપ્રસન્નોભગવાન્સત્રાજિત્પુરતઃસ્થિતઃ ॥ ૧૬ ॥**

સૂર્યના તરફ દૃષ્ટિ રાખી તેણે અનશન વ્રત ગ્રહણ કર્યું. આથી સૂર્ય ભગવાન્ પ્રસન્ન થયા તથા સત્રાજિતના સમક્ષ ઉભા રહ્યા. (૧૬)

**સત્રાજિતોપિતુષ્ટાવદૃષ્ટ્વાદેવંદિવાકરં ॥**
**તેજોરાશેનમસ્તેઽસ્તુનમસ્તેસર્વતોમુખ ॥ ૧૭ ॥**

સૂર્ય ભગવાનને જોઇ સત્રાજિત પણ નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો. હે તેજોરાશિ! હે સર્વતોમુખ! આપને નમસ્કાર છે. (૧૭)

**વિશ્વવ્યાપિન્નમસ્તેઽસ્તુનમસ્તેવિશ્વરૂપિણે ॥**
**ત્રયીમૂર્તેનમસ્તેઽસ્તુદેવત્રયનમોઽસ્તુતે ॥ ૧૮ ॥**

વિશ્વને વ્યાપી રહેનારા તમને નમસ્કાર છે. વિશ્વસ્વરૂપ એવા તમને નમસ્કાર છે. ત્રણ મૂર્તિરૂપ તમને નમસ્કાર છે. ત્રણ દેવતા-રૂપ તમને નમસ્કાર છે. (૧૮)

**કાશ્યપેયનમસ્તેઽસ્તુહરિદશ્વનમોઽસ્તુતે ॥**
**ગ્રહરાજનમસ્તેઽસ્તુનમસ્તેચંડરોચિષે ॥ ૧૯ ॥**

હે કશ્યપના પુત્ર! તમને નમસ્કાર છે. હરિત અશ્વવાળા એવા આપને નમસ્કાર છે. ગ્રહના રાજારૂપ તથા પ્રખર તેજવાળા આપને નમસ્કાર છે. (૧૯)

**વેદત્રયનમસ્તેઽસ્તુસર્વદેવનમોઽસ્તુતે ॥**
**પ્રસીદપાહિદેવેશસુદૃષ્ટ્યામાંદિવાકર ॥ ૨૦ ॥**

ત્રણ વેદોરૂપ તથા સર્વ દેવરૂપ તમને નમસ્કાર છે. હે સૂર્ય! હે દેવેશ! મારાપર પ્રસન્ન થાઓ તથા મારી તરફ કૃપાદૃષ્ટિથી જુઓ. (૨૦)

**ઇત્થંસંસ્તૂયમાનોઽસૌદેવદેવોદિવાકરઃ॥**
**સ્નિગ્ધગંભીરમધુરંસત્રાજિતમુવાચહ ॥ ૨૧ ॥**

દેવના દેવ સૂર્ય ભગવાનની આ પ્રમાણે જ્યારે સ્તુતિ કરી ત્યારે સ્નિગ્ધ તથા ગંભીરવાણીવડે સૂર્ય સત્રાજીતને કહેવા લાગ્યા. (૨૧)

સૂર્ય ઉવાચ–**વરંબ્રૂહિપ્રદાસ્યામિયમત્તેનસિવર્તતે ॥**
**સત્રાજિતમહાભાગતુષ્ટોહંતવનિશ્ચયાત્ ॥ ૨૨ ॥**

સૂર્ય ભગવાન્ કહે છેઃ–તારા મનમાં જે કાંઇ કામના હોય તે માગ. તે હું તને આપીશ. હે મહાભાગ સત્રાજીત! તારી દૃઢ ભક્તિથી હું તારાપર અત્યંત પ્રસન્ન થયો છું. (૨૨)

સત્રાજિત ઉવાચ–**સ્યમંતકમણિંદેહિયદિતુષ્ટોઽસિભાસ્કર ॥**
**દદૌતસ્યચતદ્રત્નંસ્વકંઠાદવતાર્યસઃ ॥ ૨૩ ॥**

સત્રાજિત કહે છેઃ–હે ભાસ્કર! આપ જો મારાપર પ્રસન્ન થયા હો તો મને સ્યમંતક મણિ આપો. પછી સૂર્ય ભગવાને પોતાના કંઠમાંથી ઉતારી લઇ તે રત્ન સત્રાજિતને આપ્યું. (૨૩)

ભાસ્કર ઉવાચ–**ભારાષ્ટકંશાતકુંભંસ્રવતેઽસૌમહામણિઃ ॥**
**શુચિષ્મતાસદાધાર્યંરત્નમેતન્મહોત્તમમ્ ॥ ૨૪ ॥**

સૂર્ય ભગવાન્ કહે છેઃ–આ મહા મણિમાંથી દરરોજ આઠભાર સોનું ઝરે છે. પણ જે પવિત્ર હોય, તેણે જ આ મહા ઉત્તમ મણિને ધારણ કરવો. (૨૪)

સત્રાજિતક્ષણેનૈતદશુચિર્હંતિમાનવમ્ ॥
ઇત્યુક્ત્વાંતર્દધેદેવસ્તેજોરાશિર્દિવાકરઃ ॥ ૨૫ ॥

જો અપવિત્ર મનુષ્ય આ મણિનો સ્પર્શ કરશે તો તરત તેનો નાશ થશે. આ પ્રમાણે કહી તેજના રાશિરૂપ સૂર્ય ભગવાન્ ત્યાંથી અંતર્ધાન થઇ ગયા. (૨૫)

તત્કંઠરત્નજ્વલમાનરૂપીપુરંસકૃષ્ણસ્યવિવેશસત્વરં ॥
દૃષ્ટ્વાતુલોકામનસાદિવાકરંસંચિતયંતોહિવિમુષ્ટદષ્ટયઃ ॥૨૬॥

ત્યાર પછી સૂર્યે આપેલો મણિ તેણે ગળામાં ધારણ કર્યો, જેના તેજથી તે અત્યંત દીપવા લાગ્યો ને ત્યાર પછી તે શ્રીકૃષ્ણની દ્વારિકા નગરી પ્રતિ ગયો. આ મણિનું તેજ એટલું બધું હતું કે, લોકોની દૃષ્ટિથી ખમી શકાતું ન હતું. સર્વને એમ લાગ્યું કે, આ શું સૂર્ય આવે છે? (૨૬)

સમાગતોયંહરિદૃશ્વદીધિતિર્જનાર્દનંદ્રષ્ટુમસંશયેન ॥
નાયંસહસ્રાંશુરિતીહલોકાઃસત્રાજિતોઽયંમણિકંઠભાસ્વાન્ ॥૨૭॥

કેટલાક એમ કહેવા લાગ્યા કે, 'આ તો શ્રીકૃષ્ણને જોવા માટે સૂર્યનારાયણ સાક્ષાત્ આવે છે, એમાં સંશય નથી.' તે સમયે શ્રીકૃષ્ણે કહ્યું; 'હે લોકો! આ સૂર્ય નથી. પણ સત્રાજિતે તપશ્ચર્યા કરી સૂર્ય પાસેથી મણિ મેળવેલો છે. તે મણિ સત્રાજિતે કંઠે બાંધ્યો છે. આથી તે અત્યંત તેજસ્વી દેખાય છે.' (૨૭)

સ્યમંતકંમસહારત્નંદૃષ્ટ્વાતત્કંઠમંડલે ॥
સ્પૃહાંચક્રેજગન્નાથોનજહારમણિંતતઃ ॥ ૨૮ ॥

જ્યારે સત્રાજિત આવ્યો ત્યારે શ્રીકૃષ્ણે તેના કંઠમાં રહેલો સ્યમંતકમણિ જોઇ તે મણિ મને આપ, એવી ઇચ્છા દર્શાવી, પણ તેણે તે મણિ આપ્યો નહિ. (૨૮)

સત્રાજિતોજાતભયોયાચયિષ્યતિમાંહરિઃ ॥
પ્રસેનાયદદૌભ્રાત્રેધાર્યોઽયંશુચિનાત્વયા ॥ ૨૯ ॥

સત્રાજિતને આથી ભય ઉત્પન્ન થયો કે, કદાચ ભગવાન્ મારી પાસે આ મણિની યાચના કરશે. આથી તેણે તે મણિ પોતાના ભાઇ પ્રસેનને આપ્યો તથા કહ્યું કે, 'તારે તે મણિ પવિત્ર થઇને પહેરવો.' (૨૯)

**એકદાકંઠદેશેઽસૌક્ષિપ્ત્વાતંમણિમુત્તમમ્ ॥**
**મૃગયાક્રીડનાર્થાયયયૌકૃષ્ણેનસંયુતઃ ॥ ૩૦ ॥**

એક સમયપર તે ઉત્તમ મણિ કંઠમાં પહેરી શ્રીકૃષ્ણ ભગવાનની સાથે તે મૃગયા રમવા માટે ગયો. (૩૦)

**અશ્વારૂઢોઽશુચિશ્ચાસૌહતઃસિંહેનતત્ક્ષણાત્ ॥**
**રત્નમાદાયસિંહોઽપિગચ્છન્જાંબવતાહતઃ ॥ ૩૧ ॥**

જ્યારે તે અશ્વારૂઢ થયો, તે સમયે અપવિત્ર હતો. આથી સિંહે તેનો ઘાત કર્યો. રત્ન લઇને જ્યારે સિંહ જતો હતો ત્યારે રસ્તામાં જાંબૂવાને તે સિંહને માર્યો. (૩૧)

**નીત્વાસ્વવિવરેરત્નંદદૌપુત્રાયજાંબવાન્ ॥**
**પુરીંવિવેશકૃષ્ણોઽપિસ્વકૈઃસર્વૈઃસમાવૃતઃ ॥ ૩૨ ॥**
**પ્રસેનોદ્યાપિનાયાતિહતઃકૃષ્ણેનનિશ્ચિતં ॥**
**મણિલોભેનહાકષ્ટંબાંધવઃપાપિનાહતઃ ॥ ૩૩ ॥**

પછી જાંબૂવાને તે મણિ પોતાને ઘેર લાવી પોતાના પુત્રને આપ્યો તથા શ્રીકૃષ્ણ ભગવાન્ પોતાના અનુચરો સહિત દ્વારિકાપ્રતિ ગયા. (૩૨) પ્રસેન જ્યારે સાંજ પડવા છતાં આવ્યો નહિ ત્યારે સર્વને નિશ્ચય થયો કે, કૃષ્ણ ભગવાને તેને મારી નાંખ્યો હશે. ભાઇએ ધાર્યું કે, પાપી કૃષ્ણે મણિના લોભથી મારા બંધુનો વધ કર્યો હશે. (૩૩)

**દ્વારિકાવાસિનઃસર્વેજનાઊચુઃપરસ્પરં ॥**
**વૃથાપવાદસંતપ્તઃકૃષ્ણોઽપિનિરગાચ્છનૈઃ ॥ ૩૪ ॥**

દ્વારિકામાં રહેનારા સર્વજનો એક બીજાને આ પ્રમાણે કહેવા લાગ્યા. આ મિથ્યા અપવાદથી સંતપ્ત થયેલા શ્રીકૃષ્ણ ભગવાન્ ઘરમાંથી પ્રસેનની શોધમાટે અરણ્યમાં ગયા. (૩૪)

**સહૈવતૈર્યથારણ્યેદૃષ્ટ્વાસિંહેનપાતિતં ॥**
**પ્રસેનંવાહનયુતંતત્પદાનુચરઃશનૈઃ ॥ ૩૫ ॥**

તેમણે અરણ્યમાં જઈ શોધ કરી તો માલમ પડ્યું કે, સિંહે પ્રસેનને તેના ઘોડા સહિત મારી નાંખ્યો છે. ત્યાર પછી સિંહને પગલે પગલે જતાં, (૩૫)

**ઋક્ષેણનિહતંદૃષ્ટ્વાકૃષ્ણશ્ચર્ક્ષબિલંગતઃ ॥**
**વિવેશયોજનશતમંધકારંસ્વતેજસા ॥ ૩૬ ॥**

રીંછે તે સિંહને મારેલો જોવામાં આવ્યો. ત્યાર પછી શ્રીકૃષ્ણ રીંછની ગુફા આગળ ગયા. ગુફાના દ્વાર આગળ માણસોને મૂકી શ્રીકૃષ્ણે એકલા રીંછના વિવરમાં પ્રવેશ કર્યો. આ ગુફા ૪૦૦ કોશ લાંબી હતી. તેમાં અંધકાર ગીચ ભરેલો હતો. પણ શ્રીકૃષ્ણે પોતાના તેજવડે અંધકારનો નાશ કર્યો ને (૩૬)

નિવારયન્દદર્શાથપ્રાસાદંબદ્ધભૂમિકં ॥
તંકુમારંજાંબવતોદોલાયામમિતદ્યુતિં ॥ ૩૭ ॥

પોતે છેક છેવટના ભાગમાં ગયા. ત્યાં તેમણે એક સુશોભિત પ્રાસાદ જોયો. ત્યાં એના નાના છોકરાનું પારણું જોવામાં આવ્યું તથા તે પારણામાં જામ્બવતીનો અપાર તેજસ્વી પુત્ર સૂતેલો હતો. (૩૭)

માણિક્યંલંબમાનંચદદર્શભગવાન્હરિઃ ॥
રૂપયૌવનસંપન્નાંકન્યાંજાંબવતીંપુનઃ ॥ ૩૮ ॥

પારણાને ટાંગેલો મણિ ભગવાનના જોવામાં આવ્યો, તેમ જ રૂપ તથા યૌવનયુક્ત જાંબવતી કન્યાને પણ ત્યાં જોવામાં આવી. (૩૮)

દોલાંદોલયમાનાઞ્ચદદર્શકમલેક્ષણઃ ॥
વિસ્મયંતુમહચ્ચક્રેદષ્ટ્વાતાંચારુહાસિનીં ॥
દોલાંદોલયમાનાચજગૌગીતમિદંમુહુઃ ॥ ૩૯ ॥

આ કન્યા તે છોકરાને હિંચોળો નાંખતી હતી. આ સુંદર હાસ્યવાળી કન્યાને જોઇ ભગવાન્ અત્યંત વિસ્મય પામ્યા. હિંચકો નાંખતી વખતે તે કન્યા વારંવાર નીચે પ્રમાણે ગીત ગાતી હતી;–(૩૯)

સિંહઃપ્રસેનમવધીત્સિંહોજાંબવતાહતઃ ॥
સુકુમારકમારોદીસ્તવહ્યેષસ્યમંતકઃ ॥ ૪૦ ॥

'સિંહે પ્રસેનને માર્યો તથા તે સિંહનો જાંબવાને નાશ કર્યો. હે સુકુમાર! તું રડ મા. આ સ્યમંતક મણિ તારો છે.' (૪૦)

મદનજ્વરદાહાર્તાદૃષ્ટ્વાતંકમલેક્ષણં ॥
ઉવાચલલિતંબાલાગમ્યતાંગમ્યતામિતિ ॥ ૪૧ ॥

કૃષ્ણને જોઇ મદનજવરથી પીડિત થયેલી તે બાલા કહેવા લાગી કે, 'તમે અહીંથી જલદી પાછા જાઓ, પાછા જાઓ. (૪૧)

રત્નંગૃહીત્વાવેગેનયાવચ્છેતેતુજામ્બવાન્ ॥
ઇત્યાકર્ણ્યહસન્શૌરિઃશંખંદધ્મૌપ્રતાપવાન્ ॥ ૪૨ ॥

આ રત્ન લઇ જલદી જાંબવાન સૂતા છે તે જાગે નહિ એટલામાં તમે ચાલ્યા જાઓ.' આ રીતનું વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન્ હસ્યા તથા પોતાનો શંખ જોરથી વગાડ્યો. (૪૨)

આકર્ણ્યસહસોત્થાયયુયુધેઋક્ષરાટ્તતઃ ॥
તયોર્યુદ્ધમભૂદ્ઘોરંહરિજાંબવતોસ્તદા ॥ ૪૩ ॥

આ શંખનો શબ્દ સાંભળતાં જ રીંછોનો રાજા જાંબવાન્ એકાએક જાગૃત થઇ શ્રીકૃષ્ણની સાથે લડવા માટે આવ્યો. આ સમયે બેઉ વચ્ચે મહાન્ ભયંકર યુદ્ધ થયું. (૪૩)

દ્વારકાવાસિનઃસર્વેગતાસ્તેસપ્તમેદિને ॥
મૃતઃકૃષ્ણોનિરીક્ષન્તોનિઃસંદિગ્ધંવિચાર્યચ ॥ ૪૪ ॥

કૃષ્ણના અનુચરો જે દ્વાર આગળ બેઠેલા હતા, તે સાત દિવસ વાટ જોઇ રીંછે શ્રીકૃષ્ણનું ભક્ષણ કીધેલું હોવું જોઇએ અથવા તો શ્રીકૃષ્ણ અંદરના ભાગમાં મરી ગયેલા હોવા જોઇએ, એ રીતનો નિશ્ચય કરી સર્વ દ્વારિકા પ્રતિ ગયા. (૪૪)

પરલોકક્રિયાંચક્રુઃપરેતસ્યતુતેતદા ॥
એકવિંશદ્દિનંયાવદ્બાહુપ્રહરણોવિભુઃ ॥ ૪૫ ॥

પછી બીજાઓએ તેની પરલોક સંબંધી ક્રિયા કરી. અહીં શ્રીકૃષ્ણે ગુફામાં એકવીસ દિવસ પર્યંત બાહુયુદ્ધ, (૪૫)

યુયુધેતેનઋક્ષેણયુદ્ધકર્મણિતોષિતઃ ॥
જાંબવાન્પ્રાક્તનંસ્મૃત્વાદષ્ટ્વાદેવબલંમહત્ ॥ ૪૬ ॥

તે જાંબવાન સાથે કર્યું. પછી શ્રીકૃષ્ણનું પરાક્રમ તથા યુદ્ધકૌશલ્ય જોઇ જાંબવાન્ અત્યંત સંતુષ્ટ થયો. જાંબવાનને સ્મરણ થયું કે, આ કોઇ સામાન્ય નથી, પણ સાક્ષાત્ ઈશ્વર છે, એમ જાણ્યું. (૪૬)

જાંબવાનુવાચ—અજેયોઽહંસુરૈઃસર્વૈર્યક્ષરાક્ષસદાનવૈઃ ॥
ત્વયાજિતોઽહંદેવેશદેવસ્ત્વમસિનિશ્ચિતં ॥ ૪૭ ॥

જાંબવાન્ કહે છેઃ—હું સર્વ દેવોથી પણ જિતાઉં એવો નથી. યક્ષ, રાક્ષસ તથા દાનવો પણ મને જિતી શકે એમ નથી. આપે મને જિત્યો. હે દેવેશ! આપ ઇશ્વરરૂપ છો, એમાં કોઇ રીતનો સંશય નથી. (૪૭)

જાનેત્વાંવૈષ્ણવંતેજોનાન્યથાબલમીદશમ્ ॥
ઇતિપ્રસાદ્યદેવેશંદદૌમાણિક્યમુત્તમમ્ ॥ ૪૮ ॥

આપ સાક્ષાત્ વિષ્ણુ છો, નહિ તો આપનામાં આટલું બધું બળ હોય નહિ. આ રીતે ભગવાનને પ્રસન્ન કરી તે ઉત્તમ મણિ ભગવાનને આપ્યો. (૪૮)

સુતાંજાંબવતીંનામભાર્યાર્થંવરવર્ણિનીમ્ ॥
પાણિંવૈગ્રાહયામાસદેવદેવંચજાંબવાન્ ॥ ૪૯ ॥

જાંબવાને પોતાની જાંબવતી નામની કન્યા જે શ્રેષ્ઠ વરને વરવાયોગ્ય હતી, તેનો દેવના દેવ શ્રીકૃષ્ણ ભગવાન્ સાથે પાણિ-ગ્રહ કર્યો. (૪૯)

મણિમાદાયદેવોઽપિજાંબવત્યાપિસંયુતઃ ॥
તદ્વૃત્તાંતંસમાચષ્ટેદ્વારકાવાસિનાંસ્વયં ॥ ૫૦ ॥

મણિને લઇ જાંબવતીની સાથે શ્રીકૃષ્ણ પણ દ્વારિકા ગયા તથા તે સર્વ વૃત્તાંત ત્યાંના રહેનારાઓને કહી સંભળાવ્યો. (૫૦)

સત્રાજિતસ્યમાણિક્યંદત્તવાન્સંસદિસ્થિતઃ ॥
મિથ્યાપવાદસંશુદ્ધિંપ્રાપ્તવાન્મધુસૂદનઃ ॥ ૫૧ ॥

સભામાં બેઠેલા સત્રાજિતને પોતે આણેલો મણિ પાછો આપ્યો. આ રીતે ભગવાન્ મધુસૂદન મિથ્યાપવાદમાંથી મુક્ત થયા. (૫૧)

સત્રાજિતોઽપિસંત્રસ્તઃકૃષ્ણાયપ્રદદૌસુતાં ॥
સત્યભામાંમહાબુદ્ધિંદદૌસર્વગુણાન્વિતાં ॥ ૫૨ ॥

સત્રાજિતે પણ ત્રાસ પામવાથી પોતાની કન્યા, જે સત્યભામા નામની હતી, જે મહા બુદ્ધિમાન્ તથા સર્વ ગુણયુક્ત હતી, તે શ્રીકૃષ્ણને આપી. (૫૨)

શતધન્વાક્રૂરમુખ્યાયાદવાદુષ્ટમાનસાઃ ॥
સત્રાજિતેનતેવૈરંચક્રૂરત્નાભિલાષિણઃ ॥ ૫૩ ॥

શતધન્વા, અક્રૂર આદિ દુષ્ટ બુદ્ધિવાળા યાદવો રત્નની ઇચ્છાથી સત્રાજિતની સાથે વૈર રાખવા લાગ્યા. (૫૩)

દુરાત્માશતધન્વાપિગતેકૃષ્ણેઽથપાંડવાન્ ॥
સત્રાજિતંનિહત્યાશુમણિંજગ્રાહપાપધીઃ ॥ ૫૪ ॥

એક સમયપર શ્રીકૃષ્ણ દ્વારિકામાંથી હસ્તિનાપુર ગયા, તે સંધિ જોઈ, પાપબુદ્ધિ દુરાત્મા શતધન્વાએ સત્રાજિતને ઠાર માર્યો તથા તેની પાસે રહેલા સ્યમંતક મણિનું હરણ કર્યું. (૫૪)

કૃષ્ણસ્યપુરતઃસત્યાસમાચષ્ટેવિચેષ્ટિતં ॥
અંતર્હૃષ્ટોબહિઃકોપીકૃષ્ણઃકપટનાયકઃ ॥ ૫૫ ॥

આ શતધન્વાનું કર્મ સત્યભામાએ જ્યારે શ્રીકૃષ્ણભગવાન્ દ્વારિકા પધાર્યા ત્યારે તેમને કહ્યું. કપટનાયક શ્રીકૃષ્ણભગવાન્ આથી મનમાં સંતુષ્ટ થયા, પણ બહારથી ક્રોધનો ખોટો ડોળ ઘાલી, (૫૫)

બલદેવંપુરોવાક્યમુવાચધરણીધરઃ ॥
હત્વાસત્રાજિતંદુષ્ટોમણિમાદાયગચ્છતિ ॥ ૫૬ ॥

ભગવાને બળદેવ આગળ નીચે પ્રમાણે કહ્યું; "સત્રાજિતને મારી દુષ્ટ શતધન્વા મણિ લઈ ચાલ્યો ગયો છે. (૫૬)

નિહત્યશતધન્વાનંગૃહીત્વારત્નમાવયોઃ ॥
મમભોગ્યંચતદ્રત્નંભવિષ્યતિસુનિશ્ચિતં ॥ ૫૭ ॥

માટે શતધન્વાને મારી નાંખી આપણે રત્ન લઇ આવીએ. આ રત્ન ખરેખર મારે વાપરવા યોગ્ય થશે, એમાં શક નથી." (૫૭)

એતચ્છ્રુત્વાભયત્રસ્તોશતધન્વાપિયાદવઃ ॥
આહૂયાક્રૂરનામાનંમાણિક્યંપ્રદદૌચસઃ ॥ ૫૮ ॥

આ સાંભળી ભયથી ત્રાસ પામેલા શતધન્વા નામના યાદવે અક્રૂરને બોલાવી તે મણિ આપી દીધો. (૫૮)

આરુહ્યવડવાંવેગાન્નિર્ગતોદક્ષિણાંદિશં ॥
રથસ્થાવનુગચ્છેતાંતદારામજનાર્દનૌ ॥ ૫૯ ॥

તથા એક અશ્વપર સ્વાર થઈ તે દક્ષિણ દિશા તરફ ચાલ્યો ગયો. ત્યાર પછી બળરામ તથા શ્રીકૃષ્ણ બેઉ રથમાં બેસી તેની પછવાડે ગયા. (૫૯)

શતયોજનમાત્રેણમમારવડવાતદા ॥
પલાયમાનોનિહતઃપદાતિસ્તુપદાતિના ॥ ૬૦ ॥

શતધન્વા આગળ તથા બળરામ અને શ્રીકૃષ્ણ પાછળ એમ સો યોજન ચાલ્યા ગયા. આખરે અત્યંત શ્રમ લાગવાથી શતધન્વાની

ઘોડી મરી ગઈ. પછી પગવડે તેણે આગળ દોડવા માંડ્યું, એટલે શ્રીકૃષ્ણે રથપરથી ઉતરી તેની પાછળ દોડી તેનો શિરચ્છેદ કર્યો. (પણ તેની પાસે મણિ મળી શકયો નહિ.) (૬૦)

રથસ્થેબલદેવેતુહતો રત્નસ્યલોભતઃ ॥
નદષ્ટંતત્રતદ્રત્નંબલદેવંપુરોવદત્ ॥ ૬૧ ॥

બળદેવ જે રથમાં બેસી રહ્યા હતા, તેને શ્રીકૃષ્ણે આવી કહ્યું કે, રત્નના લોભથી આપણે શતધન્વાને માર્યો, પણ એની પાસે તે મણિ જોવામાં આવ્યો નહિ. આ રીતે બળદેવની આગળ કહ્યું. (૬૧)

તદાકર્ણ્યમહારોષાદુવાચવચનંબલી ॥
કપટીત્વંસદાકૃષ્ણલોભીપાપીસુનિશ્ચિતં ॥ ૬૨ ॥

આ સાંભળી રોષયુક્ત થઈ બળભદ્ર નીચે પ્રમાણે બોલ્યા; 'હે કૃષ્ણ! તમે કપટી, લોભી તથા પાપી છો, એમાં શક નથી. (૬૨)

અર્થાયસ્વજનંહંસિકસ્ત્વાંબંધુઃસમાશ્રયેત્ ॥
અનેકૈઃશપથૈઃકૃષ્ણોબલદેવંપ્રસાદયન્ ॥ ૬૩ ॥

પૈસાને ખાતર તમે પોતાના બંધુનો વધ કરો છો, તમારો કોણ આશ્રય કરશે?' ત્યારે અનેક સોગન ખાઈ શ્રીકૃષ્ણે બળદેવને પ્રસન્ન કર્યા. (૬૩)

સોઽપિધિક્કષ્ટમિત્યુક્ત્વાયયૌવૈદર્ભમંડલં ॥
કૃષ્ણોઽપિરથમારુહ્યદ્વારકાંપ્રયયૌપુનઃ ॥ ૬૪ ॥

બળરામ, શતધન્વાને વ્યર્થ માર્યો, તે બદલ દુઃખ દર્શાવી, ધિક્કાર છે એમ બોલી કેટલાક દિવસ પછી વિદર્ભ દેશ પ્રતિ ચાલ્યા ગયા તથા શ્રીકૃષ્ણ ભગવાન્ રથમાં બેસીને પુનઃ દ્વારિકા પ્રતિ ગયા. (૬૪)

તથૈવોચુર્જનાઃસર્વેનસાધીયાનયંહરિઃ ॥
નિષ્કાશિતોરત્નલોભાજ્જ્યેષ્ઠોભ્રાતાબલોબલી ॥ ૬૫ ॥

સર્વે મનુષ્યો કહેવા લાગ્યા કે, ભગવાન્ સારું કર્મ કરતા નથી. તેણે રત્નને અર્થે શતધન્વાને માર્યો, એટલું જ નહી પણ પોતાના જ્યેષ્ઠ બંધુ બળરામને પણ કાઢી મૂકયા. (૬૫)

તચ્છ્રુત્વાદીનવદનઃપાપીયાનિવસંસ્થિતઃ ॥
વૃથાભિશાપસંતપ્તોબભૂવસજગત્પતિઃ ॥૬૬ ॥

આ પ્રમાણે લોકોનાં વચનો સાંભળી, જગત્પતિ શ્રીકૃષ્ણ તે ખોટા આરોપને લીધે અત્યંત સંતપ્ત થયા તથા પોતે એકાદા અપરાધી સરખા દીન વદનવાળા થઇ ગયા. (૬૬)

અક્રુરોઽપિવિનિષ્ક્રમ્યતીર્થયાત્રાનિમિત્તતઃ ॥
કાશીંગત્વાસુખેનાસૌયજ્ઞેયજ્ઞપતિંપ્રભું ॥ ૬૭ ॥
તોષસુત્પાદયામાસતેનદ્રવ્યેણબુદ્ધિમાન્ ॥
સુરાલયગૃહૈશ્ચિત્રૈર્નગરંસમકલ્પયત્ ॥ ૬૮ ॥

સ્યમંતકમણિ અક્રૂરની પાસે રહેલો છે, એમ પૂર્વે જણાવેલું છે. કૃષ્ણે મણિ માટે શતધન્વાને માર્યો, એ વાત જાણી અક્રૂર શ્રીકૃષ્ણના ભયથી તીર્થયાત્રાનું બહાનું કાઢી દ્વારિકાથી નિકળી, કાશી જઇ રહ્યા તથા સ્યમંતકમણિમાંથી ઉત્પન્ન થયેલા દ્રવ્યવડે મોટા આનંદથી યજ્ઞપતિ પ્રભુની આરાધના કરી તેને સંતુષ્ટ કર્યા. તે મહા બુદ્ધિમાન્ હતો. તેણે કાશીમાં અનેક દેવાલયો, ધર્મશાળાઓ, ઉત્તમ ઘરો બાંધી કાશી નગરીને સુશોભિત કરી. ૬૭-૬૮)

નદુર્ભિક્ષંનવૈરોગાનેતયોનચવિડ્વરં ॥
શુચિનાધાર્યતેયત્રમણિઃસૂર્યસ્યનિશ્ચિતં ॥ ૬૯ ॥

સ્યમંતકમણિના પ્રભાવથી દુર્ભિક્ષ, રોગ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વગેરે સર્વ ત્યાં નાશ પામ્યાં, તે જ રીતે કોઇ રીતનો ઉત્પાત ત્યાં થતો ન હતો. જ્યારથી અક્રૂર કાશી રહેવા લાગ્યા ત્યારથી ત્યાં કોઇ પ્રકારનું અરિષ્ટ થતું ન હતું. (૬૯)

જાનન્નપિહિતત્સર્વંમાનુષંભાવમાશ્રિતઃ ॥
લોકાચારંતથામાયામજ્ઞાનંચસમાશ્રિતઃ ॥
બંધુવૈરંસમુત્પન્નંલાંછનંસમુપસ્થિતં ॥ ૭૦ ॥

અક્રૂર કાશીમાં છે તથા સ્યમંતક મણિ તેની પાસે છે, તે સર્વ સર્વાંતર્યામી શ્રીકૃષ્ણ જાણતા હતા, છતાં તેમણે મનુષ્યભાવનો આશ્રય કરેલો હતો, તેથી લોકાચાર, માયા તથા અજ્ઞાનને ધારણ કરી સામાન્ય મનુષ્ય સરખા તેઓ ચિંતા કરવા લાગ્યા કે, વૃથા બંધુમાં વૈર ઉત્પન્ન થયું તથા વૃથા દોષ લાગુ પડ્યો. (૭૦)

વૃથાપવાદબહુલંજાયમાનંકથંહરેત્ ॥
ઇતિચિંતાતુરંકૃષ્ણંનારદઃસમુપસ્થિતઃ ॥ ૭૧ ॥

એક પછી એક એવા અનેક વૃથાપવાદ ઉત્પન્ન થવા લાગ્યા. આ સર્વ અપવાદો કેવી રીતે નહિ સરખા થાય, તેની ચિંતા કરતા હતા. એવામાં નારદ ઋષિ ત્યાં આવ્યા. (૭૧)

**ગૃહીત્વાતત્કૃતાંપૂજાંસુખાસનગતોઽબ્રવીત્ ॥**

નારદ ઉવાચ–**કિમર્થંખિદ્યસેદેવકિંવાતેશોકકારણમ્ ॥ ૭૨ ॥**

એટલે કૃષ્ણે તેની પૂજા કરી, તેને સુખાસનપર બેસાડ્યા.

**નારદ કહે છેઃ**–શ્રીકૃષ્ણની ચિંતાતુર મુખમુદ્રા જોઈ નારદે કહ્યું; 'હે દેવ શ્રીકૃષ્ણ! તમે શા કારણથી ખિન્ન થયા છો? તમારા શોકનું શું કારણ છે?' (૭૨)

**યથાવૃત્તંસમાચષ્ટનારદાયચકેશવઃ ॥**

**જાનામિકારણંદેવયદર્થંલાંછનંતવ ॥ ૭૩ ॥**

આવો નારદનો પ્રશ્ન સાંભળી શ્રીકૃષ્ણે જેવો વૃત્તાંત થયો હતો, તેવો મૂળથી સર્વ તેને કહી સંભળાવ્યો. ત્યારે નારદ બોલ્યા કે, 'હે દેવ! તમારાપર આવો લોકાપવાદ કેમ થયો છે, તે હું જાણું છું. (૭૩)

**ત્વયાભાદ્રપદેશુક્લેચતુર્થ્યાંચંદ્રદર્શનં ॥**

**કૃતંતેનસમુત્પન્નંલાંછનંતુવૃથૈવહિ ॥ ૭૪ ॥**

તમે ભાદરવા શુદ ૪ ને દિવસે ચંદ્રદર્શન કર્યું છે, તેથી તમારાપર વૃથા આરોપ આવ્યો.' (૭૪)

શ્રીકૃષ્ણ ઉવાચ–**વદનારદમેશીઘ્રંકોદોષશ્ચંદ્રદર્શને ॥**

**કિમર્થંતુદ્વિતીયાયાંતસ્યકુર્વંતિદર્શનં ॥ ૭૫ ॥**

**શ્રીકૃષ્ણ કહે છેઃ**–હે નારદ! ચંદ્રદર્શનમાં શું દોષ છે, તે મને કહો તથા દ્વિતીયાને દિવસે અવશ્ય ચંદ્રદર્શન કરવું જોઇએ, તેનું શું કારણ? (૭૫)

નારદ ઉવાચ–**ગણનાથેનસંશપ્તશ્ચંદ્રમારૂપગર્વતઃ ॥**

**ત્વદ્દર્શનેનરાણાંહિવૃથાનિંદાભવિષ્યતિ ॥ ૭૬ ॥**

**નારદ કહે છેઃ**–રૂપના ગર્વને લીધે ગણપતિએ ચંદ્રમાને શાપ આપ્યો કે, તારાં દર્શન કરવાથી મનુષ્યોની વૃથા નિંદા થશે. (૭૬)

શ્રીકૃષ્ણ ઉવાચ–**કિમર્થંગણનાથેનશપ્તશ્ચંદ્રઃસુધામયઃ ॥**

**ઇદમાખ્યાનકંશ્રેષ્ઠંયથાવદ્વક્તુમર્હસિ ॥ ૭૭ ॥**

શ્રીકૃષ્ણ કહે છેઃ—અમૃતમય ચંદ્રમાને ગણપતિએ શાપ શા માટે આપ્યો? આ સર્વ આખ્યાન જેવું હોય, તેવું હે શ્રેષ્ઠ! આપ મને કહેવા યોગ્ય છો. (૭૮)

નારદ ઉવાચ-ગણાનામાધિપત્યેચરુદ્રેણવિહિતઃપુરા ॥
અણિમામહિમાચૈવલઘિમાગરિમાતથા ॥ ૭૯ ॥

નારદ કહે છેઃ—સર્વ ગણોનું આધિપત્ય રુદ્રે ગણપતિને પૂર્વે આપ્યું. વળી અણિમા, મહિમા, લઘિમા, ગરિમા તથા, (૭૯)

પ્રાપ્તિઃપ્રાકામ્યમીશિત્વંવશિત્વંચાષ્ટસિદ્ધયઃ ॥
ભાર્યાર્થંપ્રદદૌદેવોગણેશસ્યપ્રજાપતિઃ ॥ ૭૯ ॥

પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ તથા વશિત્વ આ આઠ સિદ્ધિઓ પ્રજાપતિએ ગણપતિને ભાર્યાને અર્થે આપી. (૭૯)

પૂજયિત્વાગણાધ્યક્ષંસ્તુતિંકર્તુંપ્રચક્રમે ॥
બ્રહ્મોવાચ-ગજવક્ત્રગણાધ્યક્ષલંબોદરવરપ્રદ ॥ ૮૦ ॥
વિઘ્નાધીશ્વરદેવેશસૃષ્ટિસંહારકારક ॥
યઃપૂજયેદ્ગણાધ્યક્ષંમોદકાદ્યૈઃપ્રયત્નતઃ ॥ ૮૧ ॥

પછી ગણપતિનું પૂજન કરી બ્રહ્મા સ્તુતિ કરવા લાગ્યા.

બ્રહ્મા સ્તુતિ કરે છેઃ—હે ગજાનન! હે ગણોના અધ્યક્ષ! હે લંબોદર! હે વરપ્રદ! હે વિઘ્નના અધીશ્વર! હે દેવેશ! હે સૃષ્ટિના સંહાર કરવાવાળા! જે કોઇ મોદક આદિવડે પ્રયત્નથી ગણપતિનું પૂજન કરે, (૮૦-૮૧)

તસ્યપ્રજાયતેસિદ્ધિર્નિર્વિઘ્નેનનસંશયઃ ॥
અસંપૂજ્યગણાધ્યક્ષંયેવાંછંતિસુરાસુરાઃ ॥ ૮૨ ॥

તેને સર્વપ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થાય છે, એમાં કોઈ રીતનો સંશય નથી. ગણપતિનું પૂજન કર્યા વિના જે કોઇ સુર અથવા અસુર, (૮૨)

નતેષાંજાયતેસિદ્ધિઃકલ્પકોટિશતૈરપિ ॥
ત્વદ્ભક્ત્યાતુગણાધ્યક્ષવિષ્ણુઃપાલયતેસદા ॥ ૮૩ ॥

સિદ્ધિની કામના કરે છે, તેને સિદ્ધિ કરોડો કલ્પ વહી ગયા છતાં પ્રાપ્ત થતી નથી. હે ગણાધ્યક્ષ! તારી ભક્તિથી વિષ્ણુ પાલન કરે છે, (૮૩)

**રુદ્રોઽપિસંહરત્યાશુત્વદ્ભક્ત્યૈવકરોમ્યહં ।।**
**ઇત્થંસંસ્તૂયમાનોસૌદેવોદેવોગજાનનઃ ।। ૮૪ ।।**

તારી ભક્તિથી રુદ્ર સંહાર કરે છે તથા તારી ભક્તિથી હું જગતને ઉત્પન્ન કરું છું. આ રીતે દેવના દેવ ગણપતિની બ્રહ્માએ સ્તુતિ કરી. (૮૪)

**ઉવાચપરમપ્રીતોબ્રહ્માણંજગતાંપતિઃ ।।**
શ્રીગણેશ ઉવાચ—**વરંબ્રૂહિપ્રદાસ્યામિયત્તમનસિવર્તતે ।। ૮૫ ।।**

અત્યંત પ્રીતિમાન્ થઇ જગતના પતિ ગણપતિ બ્રહ્માને કહેવા લાગ્યા.

શ્રી ગણેશ કહે છેઃ—જે કાંઇ તમારા મનમાં હોય, તે વરદાન માગી લ્યો. (૮૫)

બ્રહ્મોવાચ—**ક્રિયમાણસ્યમેસૃષ્ટિર્નિર્વિઘ્નંજાયતાંપ્રભો ।।**
**એવમસ્ત્વિતિદેવોઽસૌગૃહીત્વામોદકાન્કરે ।। ૮૬ ।।**

બ્રહ્મા કહે છેઃ—સૃષ્ટિ કરવામાં હું જે કાંઇ કાર્ય કરું, તે મારું કાર્ય નિર્વિઘ્ને પાર પડો. 'તથાસ્તુ' એમ કહી હાથમાં મોદક લઇ, (૮૬)

**સત્યલોકાત્સમાગત્યસ્વેચ્છયાગગનેશનૈઃ ।।**
**ચંદ્રલોકંસમાસાદ્યસ્ખલિતોગણનાયકઃ ।। ૮૭ ।।**

સત્યલોકમાંથી આવી યથેચ્છ ગગનમાં વિચરતા હતા. તે ચંદ્રલોક પ્રતિ આવ્યા, તેવામાં ઠેસ વાગવાથી ગણપતિ નીચે પડી ગયા. (૮૭)

**ઉપહાસંમહચ્ચક્રેસોમોરૂપમદાન્વિતઃ ।।**
**તંદષ્ટ્વાકોપતામ્રાક્ષોગણનાથઃશશાપહ ।। ૮૮ ।।**

રૂપથી ગર્વવાળા ચંદ્રે ગણપતિનો ઉપહાસ કર્યો. કોપથી રક્ત નેત્રવાળા ગણપતિએ આ પ્રમાણે જોઈ ચંદ્રને શાપ આપ્યો. (૮૮)

**દર્શનીયઃસુરૂપોહંસુંદરશ્ચાહમિત્યથ ।।**
**ગર્વિતોસિશશાંકત્વંફલંપ્રાપ્સ્યસિસત્વરં ।। ૮૯ ।।**

'હું સુંદર તથા સારા રૂપવાળો છું,' એ રીતનો તને ગર્વ થયો છે. પણ આજથી, હે શશાંક ! તું જલદી તેના ફળને પ્રાપ્ત થશે. (૮૯)

**અદ્યપ્રભૃતિલોકાસ્ત્વાંનહિપશ્યંતિપાપિનં ।।**
**યેપશ્યંતિપ્રમાદેનત્વાંનરામૃગલાંછનં ।। ૯૦ ।।**

આજ સૂધી લોકો તને પાપી છે એમ જોતા નથી. જે કોઇ પ્રમાદવડે મૃગલાંછન એવા તને જોશે, (૯૦)

મિથ્યાભિશાપસંયુક્તાભવિષ્યંતિહિતેધ્રુવં ॥
હાહાકારોમહાન્જાતઃશ્રુત્વાશાપંચભીષણં ॥ ૯૧ ॥

તે આજ પછી ખચીત મિથ્યા શાપથી યુક્ત થશે, એમાં સંશય નથી. આવો ભયાનક શાપ સાંભળી મહાન્ હાહાકાર ઉત્પન્ન થયો. (૯૧)

અત્યંતંમ્લાનવદનોજલેચંદ્રઃસમાવિશત્ ॥
કુમુદંકૌમુદીનાથસ્સ્થસ્તત્રકૃતાલયઃ ॥ ૯૨ ॥

કરમાયલા મુખવાળા ચન્દ્રમાએ પછી જળમાં પ્રવેશ કર્યો. કૌમુદીના નાથ એવા ચન્દ્રમા રાત્રિવિકાસી કમળને વિશે પોતાનો આશ્રય કરી રહ્યા. (૯૨)

તતોદેવર્ષિગંધર્વાનિરાશોદ્વિગ્નમાનસાઃ ॥
તુરાસાહપુરોધાયજગ્મુસ્તેતંપિતામહં ॥ ૯૩ ॥

ત્યાર પછી ચન્દ્ર નહિ સરખો થયો. આથી દેવ, ઋષિ, ગંધર્વ ઇત્યાદિ સર્વ લોક નિરાશ તથા ઉદ્વિગ્ન અંતઃકરણવાળા થઇ, ઇંદ્રને આગળ કરી, પોતાનું દુઃખ નિવેદન કરવા બ્રહ્મદેવ પાસે ગયા. (૯૩)

દૃષ્ટ્વાપિતામહંદેવંશશંસુશ્ચંદ્રચેષ્ટિતં ॥
દત્તઃશાપોગણેશેનકથયામાસુરાદરાત્ ॥ ૯૪ ॥

પિતામહ બ્રહ્માને જોઇ ચન્દ્રને કેવી રીતે ગણપતિથી શાપ પ્રાપ્ત થયો, તે સર્વ સવિસ્તર હકીકત કહી સંભળાવી. (૯૪)

વિચાર્યભગવાન્બ્રહ્માતાન્સુરાનિદમબ્રવીત્ ॥
ગણેશશાપોદેવેંદ્રશક્યતેકેનનાન્યથા ॥ ૯૫ ॥

બ્રહ્મા વિચાર કરી તે દેવોને નીચે પ્રમાણે કહેવા લાગ્યાઃ-'હે દેવેન્દ્ર ! આ ગણેશનો શાપ છે. તે કોનાથી ટાળવા શકય છે ? (૯૫)

કર્તુંરુદ્રેણનમયાવિષ્ણુનાચાપિનિશ્ચિતં ॥
તમેવદેવદેવેશંવ્રજધ્વંશરણંસુરાઃ ॥
સએવશાપમોક્ષંચકરિષ્યતિનસંશયઃ ॥ ૯૬ ॥

હું, રુદ્ર અથવા વિષ્ણુ કોઈ પણ તે ટાળવા શક્તિમાન્ નથી. હે દેવતાઓ ! દેવના દેવ એવા તે ગણપતિને જ શરણે જાઓ. તે જ શાપને ટાળી શકશે, એમાં કોઈ રીતનો સંશય નથી.' (૯૬)

દેવા ઉચુઃ-કેનોપાયેનવરદોગજવકૂ્ત્રોગણેશ્વરઃ ॥
પિતામહમહાપ્રાજ્ઞતદસ્માકંવદપ્રભો ॥ ૯૭ ॥

દેવો કહે છેઃ-હે પિતામહ! હે મહાપ્રાજ્ઞ! હે પ્રભો! કયા ઉપાયથી વર આપનારા ગજાનન પ્રસન્ન થઈ શકે? (૯૭)

પિતામહ ઉવાચ-ચતુર્થ્યાંદેવદેવોઽસૌપૂજનીયઃસદૈવહિ ॥
કૃષ્ણપક્ષેવિશેષેણનક્તંકુર્યાચ્ચતદ્વ્રતં ॥ ૯૮ ॥

પિતામહ કહે છેઃ-દરરોજ ચતુર્થીને દિવસે ગણપતિનું પૂજન કરવું જોઇએઃ તથા કૃષ્ણપક્ષમાં વિશેષે કરી રાત્રિના ચંદ્રનો ઉદય થયા પછી તે વ્રત નક્ત ભોજનથી કરવું. (૯૮)

અપૂપૈર્ઘૃતસંયુક્તૈર્મોદકૈઃપરિતોષયેત્ ॥
મધુરાન્નંહવિષ્યંચ સ્વયં ભુંજીતવાગ્યતઃ ॥ ૯૯ ॥

રાત્રિના પૂજા કરી ઘીથી તળેલા માલપૂડા તથા મોદક ગણપતિને અર્પણ કરી સંતુષ્ટ કરવા. ત્યાર પછી મૌન ધારણ કરી પોતે મધુર હવિષ્યાન્ન ભોજન કરવું. (૯૯)

સ્વર્ણરૂપંગણેશસ્યદાતવ્યંબ્રાહ્મણાયચ ॥
શક્ત્યાચદક્ષિણાંદદ્યાદ્વિત્તશાઠ્યંનકારયેત્ ॥ ૧૦૦ ॥

સોનાની ગણપતિની મૂર્તિ કરાવી, તેની પૂજા કરાવીને, તે બ્રાહ્મણને દાનમાં આપવી. યથાશક્તિ દક્ષિણા આપવી. પૈસો હોય છતાં કંજુસાઇ કરવી નહિ. (૧૦૦)

એવંશ્રુત્વાચતેસર્વેપ્રેષયામાસુ(ઃ)ગીષ્પતિં ॥
સગત્વાકથયામાસચંદ્રાયબ્રહ્મણોદિતં ॥ ૧૦૧ ॥

આ રીતે સાંભળી સર્વે દેવોએ બૃહસ્પતિને ચંદ્રમા પાસે મોકલ્યા તથા બ્રહ્માએ જે કહ્યું હતું, તે બૃહસ્પતિએ ચંદ્રને કહ્યું. (૧૦૧)

વ્રતંચકેતતશ્ચંદ્રોયથોક્તંબ્રહ્મણાપુરા ॥
આવિર્બભૂવભગવાન્ગણેશોવ્રતતોષિતઃ ॥ ૧૦૨ ॥

જેમ બ્રહ્માએ કહ્યું હતું, તેમ ચંદ્રમાએ વ્રત કર્યું. પછી વ્રતથી સંતુષ્ટ થયેલા ગણપતિ ત્યાં પ્રકટ થયા. (૧૦૨)

તંક્રીડમાનંગણનાયકંચતુષ્ટાવદષ્ટ્વાતુકલાનિધાનઃ ॥
ત્વંકારણંકારણકારણાનાંવેત્તાસિવેદ્યંચવિભોપ્રસીદ ॥૧૦૩॥

કળાના સ્થાનરૂપ ચંદ્રમા અષ્ટસિદ્ધિ સહુવર્તમાન ક્રીડા કરતા ગણુપતિને જોઇ, અત્યંત નમ્ર થઇ તેની સ્તુતિ કરવા લાગ્યા.

ચંદ્ર સ્તુતિ કરે છે:-હે ભગવન્! તમે જગતના કારણુરૂપ હોવાથી સર્વ કારણુના પણુ કારણુને જાણુવાવાળા છો. આપ વેદ્ય અર્થાત્ જાણુવા યોગ્યરૂપે છો. આપ મારાપર પ્રસન્ન થાવો. (૧૦૩)

**પ્રસીદદેવેશજગન્નિવાસગણેશલંબોદરવક્રતુંડ ॥**
**વિરિંચિનારાયણુપૂજ્યમાનક્ષમસ્વમેગર્વકૃતંચહાસ્યં ૧૦૪**

હે દેવેશ! હે જગન્નિવાસ! હે ગણેશ! હે લંબોદર! હે વક્રતુંડ! બ્રહ્મા તથા નારાયણુ આદિથી પૂજવામાં આવતા હે ગણુપતિ! ગર્વ-વડે મેં જે હાસ્ય કર્યું હોય, તે આપ ક્ષમા કરો. (૧૦૪)

**યેત્વામસંપૂજ્યગણેશનૂનંવાંછંતિમૂઢાઃસ્વકૃતાર્થસિદ્ધિં ॥**
**તૈદેવનષ્ટાવિશ્રુતંચલોકેજ્ઞાતોમયાતેસકલઃપ્રભાવઃ ૧૦૫**

જે આપની પૂજા નહી કરતાં, પોતાના કાર્યની સિદ્ધિ થાય એવી ઇચ્છા કરે છે, તે મૂર્ખ સર્વ લોકમાં કમનસીબવાન્ થાય છે, એમાં કોઇ રીતનો સંશય નથી. હે ભગવન્! હવે મેં તમારો સર્વ પ્રભાવ જાણ્યો છે. (૧૦૫)

**યેચાપ્યુદાસીનનરાસ્તુપાપાસ્તેયાંતિવાસંનરકેસદૈવ ॥**
**હેરમ્બલંબોદરમેક્ષમસ્વદુશ્ચેષ્ટિતંતત્કરુણાસમુદ્ર ॥ ૧૦૬ ॥**

જે આપની સેવા કરવામા ઉદાસીન રહે છે, તે પાપી લોક ખચીત નરકમાં પડે છે. હે હેરંબ! હે લંબોદર! આપ કેવળ કરુ-ણાના સમુદ્રરૂપ છો. મારાથી જે કાંઇ ખોટું આચરણ થયું હોય, તે આપ ક્ષમા કરો. (૧૦૬)

**એવંસસ્તૂયમાનોઽસૌચંદ્રેણાથગજાનનઃ ॥**
ગણેશ ઉવાચ-**તુષ્ટોઽહંતવદાસ્યામિવરંબ્રૂહિનિશાકર ॥ ૧૦૭ ॥**

આ પ્રમાણે ચંદ્રે જ્યારે ગણપતિની અનેક પ્રકારે સ્તુતિ કરી ત્યારે,

ગણપતિ કહે છે:-હે નિશાકર! હું તારાપર સંતુષ્ટ થયો છું. માટે વર માગ. જે માગશે તે વરદાન આપીશ. (૧૦૭)

ચન્દ્ર ઉવાચ-**લોકાનાંદર્શનીયોહંભવામિપુનરેવહિ ॥**
**વિશાપોહંભવિષ્યામિત્વત્પ્રસાદાદ્ગણેશ્વર ॥ ૧૦૮ ॥**

ચંદ્ર કહે છે:-લોકોને વિશે હું પાછો દર્શન દેવાને જેવો રમણીય હતો તેવો થાઉં. આપના અનુગ્રહથી હું પાછો શાપથી રહિત થાઉં. (૧૦૮)

ગણેશ ઉવાચ-**વરમન્યંપ્રદાસ્યામિનૈતદ્દેયંમયાતવ ॥**

**તતોબ્રહ્માદયઃસર્વેસમાજગ્મુર્ભયાર્દિતાઃ ॥**

**વિશાપંકુરુદેવેશપ્રાર્થયામોવયંતવ ॥ ૧૦૯ ॥**

ગણેશ કહે છે:-તું બીજું જે કાંઇ વરદાન માગીશ, તે હું તને આપીશ; પણ આ વરદાન નહિ આપું. ત્યાર પછી ભયથી દુ:ખી થયેલા બ્રહ્માદિ ત્યાં આવ્યા તથા કહેવા લાગ્યા કે, 'અમે પ્રાર્થના કરીએ છીએ કે, એને શાપથી મુક્ત કરો.' (૧૦૯)

**વિશાપમકરોચ્ચંદ્રંકમલાસનગૌરવાત્ ॥**

**ભાદ્રશુક્લચતુર્થ્યાંતુયેપશ્યંતિસદૈવહિ ॥ ૧૧૦ ॥**

બ્રહ્માનું કહેવું સાંભળી ચંદ્રને શાપથી રહિત કર્યો. ગણપતિએ કહ્યું; 'ભાદરવા શુદ ચોથને દિવસે જે કોઇ તારાં દર્શન કરશે,' (૧૧૦)

**મિથ્યાપવાદમાવર્ષંપ્રાપ્સ્યંતીહનસંશયઃ ॥**

**માસાદૌપૂર્વમેવત્વાંયેપશ્યંતિસદાજનાઃ ॥ ૧૧૧ ॥**

તેને એક વર્ષ સૂધી મિથ્યા અપવાદ પ્રાપ્ત થશે, એમાં કોઇ રીતનો સંશય નથી. (૧૧૧)

**ભદ્રાયાંશુક્લપક્ષસ્યતેષાંદોષોનજાયતે ॥**

**તદાપ્રભૃતિલોકોયંદ્વિતીયાયાંકૃતાદરઃ ॥ ૧૧૨ ॥**

જે, પ્રત્યેક મહિનાના આરંભમાં, શુકલ પક્ષની દ્વિતીયાને દિવસે સદા તારાં દર્શન કરશે, તેને પાપ લાગશે નહિ.

**નંદિકેશ્વર** કહે છે:-હે સનત્કુમાર! આ પ્રમાણે ગણનાયકે વરદાન આપ્યું. તે વખતથી સર્વ લોકો શુક્લ દ્વિતીયાને દિવસે આદરપૂર્વક ચંદ્રનું દર્શન કરે છે. (૧૧૨)

**પુનરેવતુપપ્રચ્છકલાવાનૂગણનાયકં ॥**

**કેનોપાયેનદેવેશતુષ્ટોભવસિતદ્વદ ॥ ૧૧૩ ॥**

આ પ્રમાણે શાપનું નિવારણ સાંભળી, ગણપતિને ચંદ્રે ફરી પ્રશ્ન કર્યો. કયા ઉપાયથી, હે દેવેશ! આપ પ્રસન્ન થાઓ છો, તે કહો. (૧૧૩)

ગણેશ ઉવાચ–સદાકૃષ્ણચતુર્થ્યાંતુમોદકાદ્યૈઃપ્રપૂજયમામ્ ॥
રોહિણ્યાસહિતંત્વાંચસમભ્યર્ચ્યવિધાનતઃ ॥ ૧૧૪ ॥

ગણેશ કહે છેઃ–સર્વદા કૃષ્ણ ચતુર્થીને દિવસે મોદકાદિ નૈવેદ્ય ધરાવી, મારું પૂજન જે કરશે તથા તારો ઉદય થયા પછી રોહિણી નક્ષત્રસહિત યથાવિધિ તારું પૂજન કરશે, (૧૧૪)

યથાશક્ત્યાચમદ્રૂપંસ્વર્ણેનપરિકલ્પિતં ॥
દત્વાદ્વિજાયભુંજીયાત્કથાંશ્રુત્વાવિધાનતઃ ॥ ૧૧૫ ॥

તથા પોતાના સામર્થ્યપ્રમાણે મારી સુવર્ણની મૂર્તિ કરી બ્રાહ્મણને દાનમાં આપશે તથા ત્યાર પછી યથાવિધિ કથા સાંભળી ભોજન કરશે, (૧૧૫)

સદાતસ્યકરિષ્યામિસંકષ્ટસ્યનિવારણમ્ ॥
ભાદ્રશુક્લચતુર્થ્યાંતુમૃન્મયીપ્રતિમાશુભા ॥ ૧૧૬ ॥
હેમાભાવે તુકર્તવ્યાનાનાપુષ્પૈઃપ્રપૂજ્યમાં ॥
બ્રાહ્મણાન્ભોજયેત્પશ્ચાજ્જાગરંચવિશેષતઃ ॥ ૧૧૭ ॥

તેનાં હું સર્વ સંકટ નિવારણ કરીશ. ભાદ્રપદ માસની શુક્લ ચતુર્થીને દિવસે મારી સુવર્ણની અથવા શક્તિ ન હોય તો મૃત્તિકાની સુંદર પ્રતિમા કરવી. તેની નાનાપ્રકારના પુષ્પોવડે પૂજા કરીને, બ્રાહ્મણોને ભોજન આપવું તથા રાત્રીના જાગરણ કરવું. (૧૧૬–૧૭)

સ્થાપયેદવ્રણંકુંભંધાન્યોપરિસુશોભિતં ॥
યથાશક્ત્યાચમદ્રૂપંશાતકુંભેનયોજિતં ॥ ૧૧૮ ॥

ધાન્યના પર છિદ્રવિનાના એક કુંભની સ્થાપના કરવી તથા તે કુંભપર યથાશક્તિ મારી સોનાની મતિની સ્થાપના કરવી. (૧૧૮)

વસ્ત્રદ્વયસમાચ્છન્નમોદકાદ્યૈઃપ્રપૂજ્યમાં ॥
રક્તાંબરધરોમર્ત્યોબ્રહ્મચર્યરતઃશુચિઃ ॥ ૧૧૯ ॥

મને બે વસ્ત્રો અર્પણ કરવાં તથા મોદકાદિવડે મારું પૂજન કરવું. પૂજા કરનારા મનુષ્યે રક્તવસ્ત્ર ધારણ કરવાં તથા તેણે સારી રીતે બ્રહ્મચર્ય પાળવું. (૧૧૯)

રજતસ્યતુરૂપંમેયથાશક્ત્યાવિનિર્મિતં ॥
વસ્ત્રંશિવાયવિપ્રાયઉપવસ્ત્રંગણાધિપે ॥ ૧૨૦ ॥

ગંધંલંબોદરાયેતિપુષ્પંસિદ્ધિપ્રદાયકે ।।
ધૂપંગજમુખાયેતિદીપમૂષકવાહને ।। ૧૨૧ ।।

જો સુવર્ણની મૂર્તિ કરાવવાની શક્તિ ન હોય તો યથાશક્તિ રૂપાની મૂર્તિ કરાવવી. જે, शिवाय नमः એમ કહી વસ્ત્ર, विप्राय नमः એમ કહી ઉપવસ્ત્ર, (૧૨૦) लंबोदराय नमः એમ કહી ગંધ, सिद्धिप्रदायकाय नमः એમ કહી પુષ્પ, गजमुखाय नमः એમ કહી ધૂપ, मूषकवाहनाय नमः એમ કહી દીપ,(૧૨૧)

વિઘ્નનાથાયનૈવેદ્યંફલંસર્વાર્થસિદ્ધિદે ।।
તાંબૂલંકામરૂપાયદક્ષિણાંધનદાયચ ।। ૧૨૨ ।।

विघ्ननाथाय नमः એમ કહી નૈવેદ્ય, सर्वार्थसिद्धिदाय नमः એમ કહી ફળ, कामरूपाय नमः એમ કહિ તાંબૂલ, धनदाय नमः એમ કહી દક્ષિણા મને અર્પણ કરવી. (૧૨૨)

ઇક્ષુદંડૈર્મોદકૈશ્ચહોમંકુર્યાચ્ચનામભિઃ ।।
વિસર્જનતતઃકુર્યાત્સર્વસિદ્ધિપ્રદાયક ।। ૧૨૩ ।।

નામવડે, શેરડી તથા મોદકથી હોમ કરવો. પછી સર્વ સિદ્ધિને આપનારૂં વિસર્જન કરવું. (૧૨૩)

એવસંપૂજ્યવિઘ્નેશંકથાંશ્રુત્વાવિધાનતઃ ।।
મંત્રેણાનેનતત્સર્વંબ્રાહ્મણાયનિવેદયેત્ ।। ૧૨૪ ।।

આ પ્રમાણે યથાવિધિ વિઘ્નેશની પૂજા કરવી તથા કથા શ્રવણ કરી પછી, કહેલા મંત્રોવડે પૂજાપીઠ તથા ઇતર સાહિત્ય બ્રાહ્મણોને દાન કરવું. (૧૨૪)

દાનેનાનેનદેવેશપ્રીતોભવગણેશ્વર ।।
સર્વત્રસર્વદાદેવનિર્વિઘ્નંકુરુસર્વદા ।। ૧૨૫ ।।

**દાનનો મંત્રઃ**–હે દેવેશ ! હે ગણેશ ! આ દાન અર્પણ કરવાથી પ્રસન્ન થાઓ. સર્વ ઠેકાણે તથા સર્વકાળે મારું કાર્ય નિર્વિઘ્ન રીતે થવા દો.(૧૨૫)

માનોન્નતિંરાજ્યંચપુત્રપૌત્રાન્પ્રદેહિમે ।।
ગાવોધાન્યંચવાસાંસિદદ્યાત્સર્વંસ્વશક્તિતઃ ।। ૧૨૬ ।।

મને માનની ઉન્નતિ, રાજ્ય, પુત્ર તથા પૌત્ર વગેરે આપો. ગાય, ધાન્ય તથા વસ્ત્ર ઇત્યાદિ સર્વ મને આપો. (૧૨૬)

દત્વાતુબ્રાહ્મણેભ્યસ્સર્વૈઃસ્વયંભુંજીતવાગ્યતઃ ।।
મોદકાપૂપમધુરંલવણક્ષારવર્જિતં ।। ૧૨૭ ।।

આ રીતનો મંત્ર કહી યથાશક્તિ મળેલું સાહિત્ય બ્રાહ્મણોને દાનમાં આપી, મૌન ધારણ કરી ભોજન કરવું. મોદક, માલપૂડા વગેરે ગળ્યા પદાર્થ ભોજનમાં લેવા, પણ ખારા તથા ખાટા પદાર્થો ભોજનમાં લેવા નહિ. (૧૨૭)

એવંકરોતિયશ્ચંદ્રતસ્યાહંસર્વદાજયં ।।
સિદ્ધિંચધનધાન્યંચદદામિવિપુલાંપ્રજાં ।। ૧૨૮ ।।

હે ચંદ્ર! જે આ પ્રમાણે કરે છે, તેનો સર્વદા હું જય કરુંછું. તેને સિદ્ધિ, ધન, ધાન્ય તથા અત્યંત પ્રજા આપું છું. (૧૨૮)

ઇત્યુક્ત્વાંતર્દધેદેવોવિઘ્નરાજોવિનાયકઃ ।।
તદ્વ્રતંકુરુકૃષ્ણત્વંતતઃસિદ્ધિમવાપ્સ્યસિ ।। ૧૨૯ ।।

આ પ્રમાણે કહી વિઘ્નરાજ ગણપતિ ત્યાંથી અંતર્ધાન થઇ ગયા. હે કૃષ્ણ! તમે પણ તે વ્રત કરો, જેથી તમોને સિદ્ધિ પ્રાપ્ત થશે. (૧૨૯)

નારદેનૈવમુક્તશ્ચવ્રતંચક્રેહરિઃસ્વયં ।।
મિથ્યાપવાદંનિર્મૃજ્યતતઃકૃષ્ણોભવચ્છુચિઃ ।। ૧૩૦ ।।

નારદે જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે ભગવાને પોતે આ વ્રત કર્યું. આ વ્રતના પ્રભાવથી ભગવાન્ મિથ્યાપવાદમાંથી મુક્ત થઇ પવિત્ર થયા. (૧૩૦)

યેશૃણ્વંતિતવાખ્યાનંસ્યમંતકમણીયકં ।।
ચંદ્રસ્યચરિતંસર્વંતેષાંદોષોનજાયતે ।। ૧૩૧ ।।

આ સ્યમંતકમણિ સંબન્ધીનું આખ્યાન, જે કોઇ સાંભળે છે, તેમ જ ચંદ્રનું જે કાંઈ ચરિત છે તે સાંભળે છે, તેને કોઇ રીતનો દોષ ઉત્પન્ન થતો નથી. (૧૩૧)

ભાદ્રપદશુક્લચતુર્થ્યાંતુકવચિચ્ચંદ્રસ્યદર્શનં ।।
જાતંતત્પરિહારાર્થંશ્રોતવ્યંસર્વમેવહિ ।। ૧૩૨ ।।

ભાદરવા શુદ ચોથને દિવસે જો કદી ચંદ્રનું દર્શન થઇ ગયું હોય તો તેનો દોષ ટાળવા આ સર્વ આખ્યાન સાંભળવું. (૧૩૨)

**યદાયદામનઃકષ્ટંસંદેહઉપજાયતે ।।**
**તદાતદાચશ્રોતવ્યમાખ્યાનંકષ્ટનાશનં ।।**
**એવમુક્ત્વાગતોદેવોગણેશઃકૃષ્ણતોષિતઃ ।। ૧૩૩ ।।**

તે સિવાય જ્યારે જ્યારે મનમાં કષ્ટ ઉત્પન્ન થાય અથવા તો સંદેહ ઉત્પન્ન થાય ત્યારે ત્યારે દુઃખને નાશ કરવાવાળા આ આખ્યાનનું શ્રવણ કરવું. આ પ્રમાણે કૃષ્ણે કરેલા વ્રતથી સંતુષ્ટ થયેલા ગણપતિ ઉપર પ્રમાણે કહી, ત્યાંથી અંતર્ધાન થઇ ગયા. (૧૩૩)

**યદાયદાપશ્યતિકાર્યમુત્થિતંનારીનરશ્ચાથકરોતિતદ્વ્રતં ।।**
**સિદ્ધ્યંતિકાર્યાણિમનેપ્સિતાનિકિંદુર્લભંવિઘ્નહરેપ્રસન્ને ।। ૧૩૪ ।।**

ઇતિશ્રીસ્કંદપુરાણેનંદિકેશ્વરસનત્કુમારસંવાદેસ્યમંતકોપાખ્યાનં સંપૂર્ણમ્ ।।

**નંદિકેશ્વર સનત્કુમારને કહે છેઃ**—જે જે વેળા સ્ત્રી અથવા પુરુષ કોઇ પણ કાર્ય કરવા પ્રવૃત્ત થાય, તે તે વેળાએ આ વ્રત કરી ગણપતિની આરાધના કરવી. આથી મનમાં જે કાંઇ કાર્ય ઇચ્છેલું હશે, તે સિદ્ધ થશે. વિઘ્નનો નાશ કરનારા ગણપતિ પ્રસન્ન થવાથી જગતમાં શું કોઇ પણ કાર્ય દુર્લભ રહે છે? 'અર્થાત્ નથી રહેતું.' (૧૩૪)

ઇતિશ્રી સ્કંદ પુરાણામાં નંદિકેશ્વર તથા સનત્કુમારના સંવાદમાં સ્યમંતકનું ઉપાખ્યાન સંપૂર્ણ.



શ્રી ગણેશાયનમ:



# અથ સંકષ્ટ ચતુર્થી પૂજા.



કૃષ્ણ પક્ષની ચતુર્થીએ પ્રાતઃકાળમાં ઉઠી દંતધાવન કરીને પછી સંકષ્ટ ચતુર્થી વ્રત કરવા માટે નીચે પ્રમાણે બોલી સંકલ્પ કરવો:–

નિરાહારોઽસ્મિ દેવેશ યાવચ્ચંદ્રોદયો ભવેત્ ।
ભોક્ષ્યામિ પૂજયિત્વા ત્વાં સંકષ્ટાત્તારયસ્વ માં ॥

આમ કહી પછી માંગલિક સ્નાન કરી નિત્ય કર્મથી નિવૃત્ત થવું. પછી રાત્રીએ ચંદ્રોદય થાય ત્યારે સુવર્ણ, રૂપું, તાંબુ અથવા મૃત્તિકા વગેરે ગમે તેની ગણપતિની મૂર્તિ કરીને તેમાં ગણપતિનું પૂજન કરવું.

ૐ કેશવાય નમઃ ॥ ૐ માધવાય નમઃ ॥ ૐ ગોવિન્દાય નમઃ ॥ એ પ્રમાણે બોલી ત્રણ આચમન કરવાં. હાથ ધોઇ પછી–

ૐ નમો ભગવત વાસુદેવાય ॥

એમ બોલી પૂરક (પ્હેલાં નાકના ડાબા છિદ્રથી વાયુ ખેંચવો), કુમ્ભક (મનમાં મન્ત્ર બોલતા સુધી ખેંચેલો વાયુ વચમાં રોકી રાખવો), રેચક ( મનમાં મન્ત્ર બોલી રોકેલો વાયુ નાકના જમણા છિદ્રથી હળવે હળવે ઉતારવો). એ ત્રણ ક્રમથી એક પ્રાણાયામ થાય છે. એવા ત્રણ અથવા નવ પ્રાણાયામ કરવા. પછી—

સ્વસ્તિસ્તુયાવિનાશાખ્યા પુણ્યકલ્યાણવૃદ્ધિદા ॥
વિનાયકપ્રિયા નિત્યં તાં ચ સ્વસ્તિ બ્રુવન્તુ નઃ ॥

ૐ સ્વસ્તિન–ઽ–ઇન્દ્રો વૃદ્ધશ્રવાઃ સ્વસ્તિનઃપૂષા વિશ્વવેદાઃ સ્વસ્તિન સ્તાક્ષ્યો–ઽ–અરિષ્ટનેમિઃ સ્વસ્તિ નો બૃહસ્પતિ ર્દધાતુ ॥

(એમ બોલી યજમાનના કપાલે કંકુનું તિલક કરવું. પછી બે હાથ જોડી (નમસ્કાર કરી)ને નીચે પ્રમાણે ઇષ્ટદેવતાઓનું સ્મરણ કરવું.)

ૐ આનો ભદ્રાઃ ક્રતવો યન્તુ વિશ્વતોઽદબ્ધાસો–ઽ–અપરીતાસ–ઽ–ઉદ્ભિદઃ । દેવાનોયથાસદમિદ્વૃધે–ઽ–અસન્નપ્રાયુવો રક્ષિતારો દિવે દિવે ॥૧॥ દેવાનાંમ્ભદ્રા સુમતિર્ઋજૂયતાન્દેવાના ᳪ રા તિર ભિનો નિવર્તતામ્ ॥ દેવાનાં ᳪ સખ્યમુપસેદિમા વયન્દેવાન આયુઃ પ્રતિરન્તુ જીવસે ॥ ૨ ॥

તાન્પૂર્વયાનિવિદાહૂ મહેવયમ્ભગંમિત્ર મદિતિન્દક્ષ મસ્રિધંમ્ ॥ અ ર્યમણં વરુણ ᳪ સોમં મ શ્વિના સરસ્વતી નઃ સુભગામયસ્કરત્ ॥૩॥

તન્નોવાતો મયો ભુવાતુભેષજન્તન્માતા પૃથિવીતત્પિતાદ્યૌઃ ॥ તદ્ગ્રાવાણઃ સોમ સુતો મયો ભુવસ્તદશ્વિના શૃણુતન્ધિષ્ણયાયુવમ્ ॥૪॥

તમીશાનગ્‌જગતસ્તસ્થુષસ્પતિન્ધિયા ગ્‌જન્વભવસેહમહેવયમ્ ॥ પૂષાનો યથા વેદસા મસદ્વૃધે રં ક્ષિતા પાયુ રદબ્ધઃ સ્વસ્તયે ॥૫॥

સ્વસ્તિન ઇન્દ્રો વૃદ્ધશ્રવાઃ સ્વસ્તિનઃ પુષા વિશ્વવેદાઃ ॥ સ્વસ્તિનસ્તાક્ષ્યોઽઅરિષ્ટનેમિઃ સ્વસ્તિનો બૃહસ્પતિર્દધાતુ ॥ ૬ ॥

પૃષદશ્વામરુતઃ પૃશ્નિ'માતરઃ શુભંયાવા'નો વિદથેષુ જગ્મયઃ અગ્નિ જિહ્વા મનવઃ સૂર' ચક્ષસો વિશ્વેનો દેવા અવસાગમન્નિહ ॥ ૭ ॥

ભદ્રં કર્ણેભિઃ શૃણુયામ દેવા ભદ્રમ્પશ્યે માક્ષભિર્યજત્રાઃ ॥ સ્થિરૈ રંગૈ'સ્તુષ્ટુ વા ᳪ સસ્ત નૂ ભિર્વ્યશેમહિ દેવહિતં યદાયુઃ' ॥૮॥

શત મિન્નુ શરદોઽ અન્તિદેવાયત્રાનશ્ચક્રાજરસન્તનૂ નામ્ પુત્રાસો યત્ર પિતરો ભવંતિ માનો મધ્યારી'રિપતાયુર્ગન્તોઃ ॥૯॥

અદિ'તિ દ્યૌરદિ'તિરન્તરિ'ક્ષમદિ'તિર્માતાસપિતાસપુત્રઃવિશ્વદેવાઽઅદિતિઃ પગ્‌ચજનાઽઅદિતિર્જાતમદિતિર્જનિત્વમ્ ॥ ૧૦ ॥

દ્યૌઃ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ સુશાન્તિર્ભવતુ ॥

શ્રીમન્મહાગણપતયે નમઃ ॥ ઇષ્ટદેવતાભ્યો નમઃ ॥ કુલદેવતાભ્યો નમઃ ॥ ગ્રામદેવતાભ્યો નમઃ॥ સ્થાનદેવતાભ્યો નમઃ॥ વાણીહિરણ્યગર્ભાભ્યાં નમઃ ॥ શ્રીલક્ષ્મીનારાયણાભ્યાં નમઃ॥ શ્રી ઉમામહેશ્વરાભ્યાં નમઃ ॥ શચીપુરન્દરાભ્યાં નમઃ ॥ માતૃપિતૃચરણકમલેભ્યો નમઃ॥ સર્વેભ્યો દેવેભ્યો નમઃ॥ સર્વેભ્યો બ્રાહ્મણેભ્યો નમઃ ॥શ્લોક॥ સુમુખશ્ચૈકદન્તશ્ચ કપિલો ગજકર્ણકઃ ॥ લમ્બોદરશ્ચ વિકટો વિઘ્નનાશો ગણાધિપઃ ॥ ધૂમ્રકેતુર્ગણાધ્યક્ષો ભાલચન્દ્રો ગજાનનઃ ॥ દ્વાદશૈતાનિ નામાનિ યઃ પઠેચ્છૃણુયાદપિ ॥ વિદ્યારંભે વિવાહે ચ પ્રવેશે નિર્ગમે તથા ॥ સંગ્રામે સંકટે ચૈવ વિઘ્નસ્તસ્ય ન જાયતે॥ શુક્લામ્બરધરંદેવં શશિવર્ણં ચતુર્ભુજમ્ ॥ પ્રસન્નવદનં ધ્યાયેત્સર્વવિઘ્નોપશાન્તયે ॥ લાભસ્તેષાં જયસ્તેષાં કુતસ્તેષાં પરાજયઃ ॥ યેષામિન્દીવરશ્યામો હૃદયસ્થો જનાર્દનઃ ॥ યત્રયોગેશ્વરઃ કૃષ્ણો યત્ર પાર્થો ધનુર્ધરઃ॥ તત્ર શ્રીર્વિજયો ભૂતિર્ધ્રુવાનીતિર્મતિર્મમ ॥ સર્વેષ્વારબ્ધકાર્યેષુ ત્રયસ્ત્રિભુવનેશ્વરાઃ॥ દેવા દિશંતુ નઃ સિદ્ધિં બ્રહ્મેશાન જનાર્દનાઃ ॥ વિનાયકં ગુરૂં ભાનું બ્રહ્મવિષ્ણુમહેશ્વરાન્ ॥ સરસ્વતીં પ્રણમ્યાદૌ સર્વકાર્યાર્થસિદ્ધયે ॥

**સંકલ્પઃ**—અત્રાદ્ય માસોત્તમે માસે, અમુકપક્ષે, અમુકતિથૌ, અમુક વાસરે, મમ વિદ્યા ધન, પુત્ર, પૌત્ર પ્રાપ્ત્યર્થં સમસ્ત રોગ મુક્તિકામઃ શ્રી ગણેશ પ્રીત્યર્થં સંકષ્ટ ચતુર્થી વ્રતમહં કરિષ્યે.

તત્રાદૌ દિગ્રક્ષણં, આસનશુદ્ધિં તથા શરીરશુદ્ધયર્થં ન્યાસાંશ્ચ કરિષ્યે ॥

તદંગત્વેન કલશારાધનં કરિષ્યે ॥

**દિગ્રક્ષણમ્**—ડાબા હાથમાં ચોખા લઈ ઉપર જમણો હાથ ઉંધો પાડવો. પછી નીચેનો મંત્ર ભણવોઃ—

અપસર્પન્તુ તે ભૂતા યે ભૂતા ભૂમિસંસ્થિતાઃ ।
યે ભૂતા વિઘ્નકર્તારસ્તે નશ્યન્તુ શિવાજ્ઞયા ॥

એમ કહી સઘળી દિશામાં ચોખા વેરવા—

**પૃથ્વી પ્રાર્થનાઃ**—પૃથ્વીને હાથ અડકાડી નીચેનો મંત્ર ભણવોઃ—

પૃથ્વિ ત્વયા ધૃતા લોકા દેવિ ત્વં વિષ્ણુના ધૃતા॥ ત્વં ચ ધારય માં

દેવિ પવિત્રં કુરુ ચાસનમ્ ॥ પૃથિવ્યૈ નમઃ ગંધાક્ષતપુષ્પાણિ સમર્પયામિ ॥ એમ કહી ગંધ પુષ્પ જમીન પર નાંખવાં.

**કલશાદિઅર્ચન:**–કલશને હાથ અડકાડી નીચે પ્રમાણે મંત્ર ભણવો:–કલશસ્ય મુખે વિષ્ણુઃ કંઠે રુદ્રઃ સમાશ્રિતઃ । મૂલે તસ્ય સ્થિતો બ્રહ્મા મધ્યે માતૃગણાઃ સ્મૃતાઃ ॥ ધેન્વા અમૃતીકૃત્ય, મત્સ્ય મુદ્રયા આચ્છાદ્ય, વંવરુણાય નમઃ ઇતિ અષ્ટવારં અભિમંત્ર્ય વરુણાય નમઃ કહી ગંધ પુષ્પ જળમાં નાંખવાં. તે જળમાંથી પવાલામાં પાણી લેવું. આચમની ભરી તે જળવડે છાતીએ પાણી છાંટવું. તે પાણી નાંખી દઇ બીજી વાર પાણી લઈ પૂજાદ્રવ્યનું પ્રોક્ષણ કરવું.

**દીપપૂજન**–અગ્નિર્જ્યોતિ જ્યોંતિ જ્યોંતિરશ્મિ સ્વાહા સૂર્જો-જ્યોતિર્જ્યોંતિઃસૂર્જઃ સ્વાહા ॥ અગ્નિર્વર્ચોજ્યોતિર્વર્ચઃ સ્વાહા ॥ ભકત્યા-દીપંપ્રયચ્છામિદેવાય પરમાત્મને । ત્રાહિ માં નરકાદ્ઘોરા દીપજ્યોતિ-ર્નમોઽસ્તુ તે ॥ ૐ દીપસ્થદેવતાયૈ નમઃ આવાહયામિ ॥ સર્વોપચારાર્થે ગંધાક્ષતપુષ્પાણિ સમર્પયામિ ॥ આમ કહી દીવાને ચંદન પુષ્પ ચઢાવવું.

**શંખપૂજન**–ૐ અગ્નિર્ઋષિઃપવંમાનઃપાંચજન્યઃપુરોહિતઃ॥ તમીં-મહેમાહાગયમ્॥ ઉપયામગૃહીતો સ્યગ્નયેત્વાવર્ચસવિગ્નહેપાવમાનાય ધીમહિ ॥ તન્નઃશંખઃપ્રચોદયાત્॥ ત્વંપુરાસાગરોત્પન્નોવિષ્ણુના વિધૃતો કરે । નિર્મિતઃસર્વદેવૈશ્ચપાંચજન્ય નમોઽસ્તુ તે॥ ૐ શંખસ્થદેવતાયૈ નમઃ સર્વોપચારાર્થે ગંધાક્ષતપુષ્પાણિ સમર્પયામિ॥ આમ કહી શંખને સ્નાન કરાવી તેમાં જલ ભરી તેના ઉપર ચંદન અક્ષત તથા પુષ્પ ચઢાવવાં.

**ઘંટાપૂજન:**–ૐ સુપર્ણોસિ ગરુ ત્માઁસ્ત્રિવૃત્તે શિરોગાયત્ર-ઞ્ચક્ષુંબ્હદ્રથન્તરે પક્ષૌ ॥ સ્તોમંઽઆત્માચ્છન્દાસ્યંગાનિ જજુંષિ નામં ॥ સામં તે તનુર્વામદેવ્યં જંજ્ઞા જજ્ઞિયં પુચ્છન્ધિષ્ણ્યાઃ શફાઃ સુપર્ણુસિગરુત્માન્દિવગચ્છ સ્વઃ પત ॥ આગમાર્થંતુદેવાનાં ગમનાર્થંતુ રક્ષસામ્ ॥ ઘંટાનાદં પ્રકુર્વીત પશ્ચાદ્ઘંટાં પ્રપૂજયેત્॥ ૐ ઘંટા સ્થ ગરૂડાય નમઃ સર્વોપચારાર્થે ગંધાક્ષતપુષ્પાણિ સમર્પયામિ ॥ ઉપર પ્રમાણે ભણી ઘંટાને સ્નાન કરાવી ચંદન પુષ્પ ચઢાવવું.

પછી ઘઉંનું અષ્ટ દલ કાઢી તેપર પૂર્ણપાત્ર મૂકી તેમાં ગણેશ પ્રતિમાને અભિષેક થઈ રહ્યા પછી મૂકવી. ગણેશપ્રતિમાને પ્રથમ તરભાણામાં મૂકવી.

**ધ્યાનમ:**–લંબોદરં ચતુર્બાહું ત્રિનેત્રં રક્તવર્ણકમ્ । ધ્યાયે ગજાનનં દેવં તપ્તકાંચનસન્નિભમ્। ચતુર્ભુજં મહાકાયં સૂર્યકોટિસમપ્રભમ્॥ ગણેશ્વરાય નમઃ ધ્યાનં સમર્પયામિ ॥

**ન્યાસ:**–સુમુખાય નમઃ કહી ડાબે હાથે, એકદંતાય નમઃ કહી જમણે હાથે, કપિલાય નમઃ ડાબે પગે, ગજકર્ણકાય નમઃ કહી જમણે પગે, લંબોદરાય નમઃ કહી ડાબી જાનુએ, વિકટાય નમઃ દક્ષિણ જાનુએ, વિઘ્નનાશાય નમઃ કહી ડાબી કેડે, વિનાયકાય નમઃ દક્ષિણ કેડમાં, ધૂમ્ર કેતવે નમઃ નાભિએ, ગણાધ્યક્ષાય નમઃ હૃદયપર, ભાલચંદ્રાય નમઃ કહી કંઠે, ગજાનનાય નમઃ વામબાહુ મૂળમાં, ગણપતયે નમઃ દક્ષિણ બાહુ મૂળમાં, ગણનાયકાય નમઃ મુખપર, ગજવક્ત્રાય નમઃ નેત્રપર, ગજાનનાય નમઃ નાસિકામાં, એક શુંડાય નમઃ લલાટપર, ગજ મુખાય નમઃ શિખાપર તથા ગણાધિપાય નમઃ કહી સઘળે અંગે હાથ અડકાડવો.

પછી દૂર્વા લઇ ગણપતિનાપર ઉપર પ્રમાણે ન્યાસ કરવા.

**આવાહનમ:**–ૐ સહસ્રશીર્ષાપુરુષઃ સહસ્રાક્ષઃ સહસ્રપાત્ ॥ સ ભૂમિ ૯ સર્વતસ્પૃત્વા ત્યતિષ્ઠદ્દશાઙ્ગુલમ્ ॥ આવાહયામિ વિઘ્નેશ સુરરાજાર્ચિતેશ્વર ॥ અનાથનાથ સર્વજ્ઞ પૂજાર્થં ગણનાયક॥ શ્રી ગણેશાય નમઃ આવાહનાર્થે અક્ષતાન્ સમર્પયામિ ॥ કહી અક્ષત ચઢાવવા.

**આસનમ:**–પુરુષ એવેદ ૯ સર્વં જદ્ભુતં જચ્ચ ભાવ્યમ્ ॥ ઉતામૃતત્વસ્યેશાનો ૭ દન્નેનાતિરોહતિ ॥ વિચિત્રરત્નરચિતં દિવ્યાસ્તરણ-સંયુતમ્ ॥ સ્વર્ણસિંહાસનં ચારુ ગૃહાણસુરપૂજિત ॥ ગણેશાય નમઃ આસનાર્થંપુષ્પં સમર્પયામિ, કહી જ્યાં તેને બેસાડવા હોય ત્યાં પુષ્પ મૂકવુ.

**પાદ્યમ:**–ૐ એતાવાનસ્ય મહિમા તોજ્યાયાં શ્ચ પૂરુષઃ ॥ પાદોઽસ્યવિશ્વા ભૂતાનિ ત્રિપાદસ્યામૃતંદિવિ ॥ ઉષ્ણોદકં નિર્મલં ચ સર્વસૌગન્ધ્યસંયુતમ્ ॥ પાદપ્રક્ષાલનાર્થાય દત્તં તે પ્રતિગૃહ્યતામ્ ॥

શ્રીગણપતયે નમ પાદ્યં સમર્પયામિ ॥ એમ કહી ગંધાક્ષતવાળું જળ ગણપતિપર ચઢાવવું.

**અર્ઘ્યમ:**-ૐ ત્રિપાદૂર્ધ્વઉદૈત્પુરુષ:પાદોસ્યેહાભવત્ પુનઃ । તતો વિષ્વઙ્વ્યક્રામત્સાશનાનશને અભિ ॥ અર્ઘ્યંચફલસંયુક્તંગંધપુષ્પાક્ષતૈર્યુતમ્ ॥ ગણાધ્યક્ષનમસ્તેઽસ્તુગૃહાણકરુણાનિધે ॥ ગજાનનાય નમઃ અર્ઘ્યંસમર્પયામિ ॥ કહી સોપારી તથા ગંધાક્ષતવાળું જલ ગણપતિ પર ચઢાવવું.

**મધુપર્ક:**-દધ્યામધુસંયુક્તંમધુપર્કમયાહૃતમ્ । ગૃહાણસર્વલોકેશ ગણનાથ નમોઽસ્તુતે ॥ શ્રી ગણપતયે નમઃ મધુપર્કસમર્પયામિ ॥ એમ કહી દહીં, ઘી તથા મધયુક્ત મધુપર્ક ગણપતિને ચઢાવવું.

**આચમન:**-ૐ તતોવિરાડજાયત વિરાજોઽઅધિપૂરુષ: ॥ સજાતો અત્યરિચ્યતપશ્ચાદ્ભૂમિમથોપુર:॥ વિનાયક નમસ્તુભ્યંત્રિદશૈરભિવંદિત॥ ગંગાહૃતેનતોયેન શીઘ્રઆચમનંકુરુ ॥ શ્રી ગણપતયે નમઃ આચમનં સમર્પયામિ ॥ એમ કહી ગણપતિને એક આચમની જળ ચઢાવવું.

**સ્નાન:**-ૐ તસ્માદ્યજ્ઞાત્સર્વહુત:સંભૃતંપૃષદાજ્યમ્ ॥ પશુંસ્તાંશ્ચક્રે વાયવ્યાનારણ્યા ગ્રામ્યાશ્ચ યે ॥ ગંગાદિ સર્વ તીર્થેભ્ય: આનીતં તોયમુત્તમમ્ ॥ ભક્ત્યા સમર્પિતં તુભ્યં સ્નાનાયાભીષ્ટદાયક ॥ શ્રી ગણપતયે નમઃ સ્નાનંસમર્પયામિ ॥ એમ કહી ગણપતિને સ્નાન કરાવવું.

**દુગ્ધસ્નાન:**-ૐ આપ્યાયસ્વસમેતુતે વિશ્વત: સોમ વૃષ્ણ્યં ભવાવાજસ્યસંગથે ॥ કામધેનુ સમુદ્ભૂતં પરમંપાવનંપય: ॥ તેન સ્નાનં કુરુષ્વત્વં હેરંબગણનાયક ॥ ૐ ગણપતયે નમ: પય: સ્નાનં સમર્પયામિ ॥ પય: સ્નાનાંતે વરુણસ્નાનં આચમનીયં સમર્પયામિ ॥ ગણપતિને દૂધ ચઢાવવું તથા બે આચમની જલ ચઢાવવું.

**દધિસ્નાન:**-ૐ દધિક્રાવ્ણોઽઅકારિષઞ્જિષ્ણોરશ્વસ્ય વાજિન: ॥ સુરભિનો મુખાકરત્પ્રણ આયુંષિ તારિષત્ ॥ ચંદ્રમંડલસંકાશં સર્વદેવપ્રિયં દધિ ॥ સ્નાનાર્થં તે પ્રયચ્છામિ ગૃહાણ ગણનાયક॥ શ્રી ગણપતયે નમ: દધિ સ્નાનં સમર્પયામિ ॥ દધિસ્નાનાંતે વરુણ સ્નાનં, વરુણ સ્નાનાંને આચમનં સમર્પયામિ ॥ ગણપતિને દહી તથા બે આચમની જલ ચઢાવવું.

**ઘૃતસ્નાનઃ**–ૐ ઘૃતમિંમિક્ષે ઘૃતમ'સ્ય યોનિર્ઘૃતેશ્રિતો ઘૃતવસ્યું-ધામ ॥ આજ્યં સુરાણુા માહારમાજ્યં યજ્ઞે પ્રતિષ્ઠિતમ્ ॥ આજ્યં પરમં પવિત્રં સ્નાનાર્થં પ્રતિગૃહ્યતામ્ ॥ શ્રીગણેશાય નમઃ ઘૃતસ્નાનં સમર્પયામિ ॥ ઘૃત સ્નાનાન્તે વરુણ સ્નાનં વરુણસ્નાનાંતે આચમનં સમર્પયામિ ॥ કહી ગણપતિને ઘી તથા બે આચમની જળ ચઢાવવું.

**મધુસ્નાનઃ**–ૐ મધુવાતાઃઙઋતાયુતે મધુંક્ષરન્તિ સિન્ધવઃ ॥ માધ્વીર્નઃ સન્ત્વોષંધીઃ ॥ મધુનક્તમુતોષસો મધુંમત્પાર્થિવઃ રજઃ ॥ મધુદ્યૌ'રસ્તુનઃ પિતા મધુ'યાન્નૌ વનસ્પતિર્મધુમાઁઅસ્તુસૂર્જઃ ॥ માધ્વી-ર્ગાવોભવંતુ નઃ ॥ સર્વૌષધિસમુદ્ભુતં પિયૂષમધુરં મધુ ॥ સ્નાનાર્થં તે પ્રયચ્છામિ ગૃહાણ ગિરિજાસુત ॥ શ્રી ગણેશાયનમઃ મધુસ્નાનં સમર્પ-યામિ મધુસ્નાનાંતે વરુણ સ્નાનં વરુણસ્નાનાંતે આચમનીયં સમ-ર્પયામિ એમ કહી ગણપતિને મધ તથા બે આચમની જલ ચઢાવવું.

**શર્કરાસ્નાનમ્**:–ૐ અપાઃ રસમુદ્રંયસ ઃ સૂર્જેસંતં ઃ સમાહિ-તમ્ ॥ ૐ અપા ઃ રસંસ્ય જોરસસ્તસ્વો' ગૃહ્ણાભ્યુત્તમ મુંપયામ ગૃહીતો સીન્દ્રાયત્વા જુષ્ટંગૃહ્ણામ્યેષતેજોનિરિન્દ્રાયત્વાજુષ્ટતમમ્ ॥

ઇક્ષુદંડસમુદ્ભૂતં દિવ્યશર્કરયાયુતમ્ ॥ સ્નાપયામિ મહાભક્ત્યા પ્રીતોભવ શિવાત્મજ શ્રીગણેશાય નમઃ શર્કરાસ્નાનં સમર્પયામિ ॥ શર્ક-રાસ્નાનાંતે વરુણસ્નાનં વરુણસ્નાનાંતે શુદ્ધોદકસ્નાનં સમર્પયામિ ॥ એમ કહી ગણપતિને શર્કરાવડે સ્નાન કરાવવું તથા બે આચમની જળ નાંખવું.

**શુદ્ધોદકસ્નાનઃ**–ગંગા ચ યમુના તોયં ગોદાવરી સરસ્વતી ॥ નર્મદા સિન્ધુકાવેરી જલં સ્નાનાય કલ્પિતમ્ ॥ ગણપતયે નમઃ શુદ્ધો-દક સ્નાનં સમર્પયામિ.

શ્રીગણેશાયનમઃ ગંધાક્ષતપુષ્પાણિ સમર્પયામિ. કહી ગણપતિને ગંધાક્ષત તથા પુષ્પ ચઢાવવાં. પછી ઉત્તરમાં ફૂલ કાઢી નાંખી તેપર ગણેશાથર્વશીર્ષવડે અભિષેક કરવો.

**શ્રી ગણેશાથર્વશીર્ષમ્**—શ્રી ગણેશાય નમઃ । ૐ નમસ્તે ગણ-પતયે । ત્વમેવ પ્રત્યક્ષં તત્ત્વમસિ । ત્વમેવ કેવલં કર્તાસિ । ત્વમેવ કેવલં ધર્તાસિ । ત્વમેવ કેવલં હર્તાસિ । ત્વમેવ સર્વં ખલ્વિદં બ્રહ્માસિ । ત્વં સાક્ષાદાત્માસિ નિત્યમ્ ॥ ૧ ॥ ઋતં વચ્મિ । સત્યં વચ્મિ ॥ ૨ ॥

અવ ત્વં મામ્ । અવ વક્તારમ્ । અવ શ્રોતારમ્ । અવ દાતારમ્ । અવ ધાતારમ્ । અવાનૂચાનમવ શિષ્યમ્! અવ પશ્ચાત્તાત્ ॥ અવ પુરસ્તાત્ । અવોત્તરાત્તાત્ । અવ દક્ષિણાત્તાત્ । અવ ચોર્ધ્વાત્તાત્ । અવાધરાત્તાત્ । સર્વતો માં પાહિ પાહિ સમન્તાત્ ॥૩॥ ત્વં વાઙ્મયસ્ત્વં ચિન્મયઃ । ત્વમાનન્દમયસ્ત્વં બ્રહ્મમયઃ । ત્વં સચ્ચિદાનન્દાદ્વિતીયોઽસિ । ત્વં પ્રત્યક્ષં બ્રહ્માસિ । ત્વં જ્ઞાનમયો વિજ્ઞાનમયોઽસિ ॥૪॥ સર્વં જગદિદં ત્વત્તો જાયતે । સર્વં જગદિદં ત્વત્તસ્તિષ્ઠતિ । સર્વં જગદિદં ત્વયિ લયમેષ્યતિ । સર્વં જગદિદં ત્વયિ પ્રત્યેતિ । ત્વં ભૂમિરાપોનલોઽનિલો યમઃ । ત્વં ચત્વારિ વાક્પદાનિ ॥૫॥ ત્વં ગુણત્રયાતીતઃ । ત્વમવસ્થાત્રયાતીતઃ । ત્વં દેહત્રયાતીતઃ । ત્વં કાલત્રયાતીતઃ । ત્વં મૂલાધારસ્થિતોસિ નિત્યમ્ । ત્વં શક્તિત્રયાત્મકઃ । ત્વાં યોગિનો ધ્યાયન્તિ નિત્યમ્ । ત્વં બ્રહ્મા ત્વં વિષ્ણુસ્ત્વં રુદ્રસ્ત્વમિદ્રસ્ત્વમગ્નિસ્ત્વં વાયુસ્ત્વં સૂર્યસ્ત્વં ચન્દ્રમાસ્ત્વં બ્રહ્મભૂર્ભુવઃ સ્વરોમ્ ॥ ૬ ॥ ગણાદિં પૂર્વમુચ્ચાર્ય વર્ણાદીંસ્તદનન્તરમ્ । અનુસ્વારઃ પરતરઃ । અર્ધેન્દુલસિતમ્ । તારેણ રુદ્ધમ્ । એતત્તવ મનુસ્વરૂપમ્ । ગકારઃ પૂર્વરૂપમ્ । અકારો મધ્યમરૂપમ્ । અનુસ્વારશ્ચાન્ત્યરૂપમ્ । બિન્દુરુત્તરરૂપમ્ । નાદઃ સન્ધાનમ્ । સꣳહિતા સન્ધિઃ સૈષા ગણેશવિદ્યા । ગણકઋષિઃ । નિચ્યૃદ્ગાયત્રી છન્દઃ । ગણપતિ દેવતા ॥ ૐ ગં ગણપતયે નમઃ ॥૭॥ એકદન્તાય વિદ્મહે વક્રતુંડાય ધીમહિ । તન્નો દન્તી પ્રચોદયાત્ ॥૮॥ એકદન્તં ચતુર્હસ્તં પાશમંકુશધારિણમ્ । રદં ચ વરદં હસ્તૈર્બિભ્રાણં મૂષકધ્વજમ્ ॥ રક્તં લંબોદરં શૂર્પકર્ણકં રક્તવાસસમ્ । રક્તગંધાનુલિપ્તાઙ્ગં રક્તપુષ્પૈઃ સુપૂજિતમ્ ॥ ભક્તાનુકમ્પિનં દેવં જગત્કારણમચ્યુતમ્ । આવિર્ભૂતં ચ સૃષ્ટ્યાદૌ પ્રકૃતેઃ પુરુષાત્પરમ્ ॥ એવં ધ્યાયતિ યો નિત્યં સ યોગી યોગિનાં વરઃ ॥૯॥ નમો વ્રાતપતયે નમો ગણપતયે નમઃ પ્રથમપતયે નમસ્તેઽસ્તુ લંબોદરાયૈકદન્તાય વિઘ્નનાશિને શિવસુતાય વરદમૂર્તયે નમઃ ॥ ૧૦ ॥ એતદથર્વશીર્ષં યોઽધીતે સ બ્રહ્મભૂયાય કલ્પતે । સ સર્વવિઘ્નૈર્ન બાધ્યતે । સ સર્વત્ર સુખમેધતે । સ પંચમહાપાપાત્પ્રમુચ્યતે । સાયમધીયાનો દિવસ-

કૃતં પાપં નાશયતિ। પ્રાતરધીયાનો રાત્રિકૃતં પાપં નાશયતિ। સાયમ્પ્રાતઃ પ્રયુંજાનો અપાપો ભવતિ। સર્વત્રાધીયાનોપવિઘ્નો ભવતિ। ધર્માર્થકામમોક્ષં ચ વિન્દતિ। ઇદમથર્વશીર્ષમશિષ્યાય ન દેયમ્। યો યદિ મોહાત્ દાસ્યતિ સ પાપીયાન્ ભવતિ। સહસ્રાવર્તનાદ્યં યં કામમધીતે તં તમનેન સાધયેત્ ॥૧૧॥ અનેન ગણપતિમભિષિંચતિ સ વાગ્મી ભવતિ। ચતુર્થ્યામનશન્ જપતિ સ વિદ્યાવાન્ભવતિ। બ્રહ્માદ્યાવરણં વિદ્યાન્ન બિભેતિ કદાચનેતિ ॥૧૨॥ યો દૂર્વાઙ્કુરૈર્યજતિ સ વૈ શ્રવણોપમો ભવતિ। યો લાજૈર્યજતિ સ યશોવાન્ભવતિ સ મેધાવાન્ભવતિ। યો મોદકસહસ્રેણ યજતિ સ વાઞ્છિતફલમવાપ્નોતિ। યઃ સાજ્યસમિદ્ભિર્યજતિ સ સર્વં લભતે સ સર્વં લભતે ॥૧૩॥ અષ્ટૌ બ્રાહ્મણાન્સમ્યક્ગ્રાહયિત્વા સૂર્યવર્ચસ્વી ભવતિ। સૂર્યગ્રહણે મહાનદ્યાં પ્રતિમાસન્નિધૌ વા જપ્ત્વા સિદ્ધમંત્રો ભવતિ। મહાવિઘ્નાત્પ્રમુચ્યતે। મહાદોષાત્પ્રમુચ્યતે। મહાપ્રત્યવાયાત્પ્રમુચ્યતે। સ સર્વવિદ્ભવતિ સ સર્વવિદ્ભવતિ ય એવં વેદ ॥૧૪॥ ઇત્યુપનિષત્।

ૐ સહનાવવતુ ॥ સહનૌ ભુનક્તુ ॥ સહ વીર્યં કરવાવહૈ ॥ તેજસ્વિનાવધીતમસ્તુ॥ મા વિદ્વિષાવહૈ॥ ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ॥

**વસ્ત્રમ્**:–રક્તવસ્ત્રાંસુયુગ્મં ચ દેવતાનામપિ દુર્લભમ્ ॥ ગૃહાણ મંગલં દેવલંબોદર હરાત્મજ॥ ૐ તં યજ્ઞંબર્હિષિપ્રૌક્ષન્પુરુષં જાતમગ્રતઃ॥ તેનદેવાઅયજન્તસાધ્યાઋષયશ્ચયે॥ ૐ શૂર્પકર્ણાય નમઃ વસ્ત્રંસમર્પયામિ॥

**યજ્ઞોપવીતમ્**:–બ્રહ્મસૂત્રં સોતરીયં ગૃહાણગણનાયક ॥ આરક્તં બ્રહ્મસૂત્રં ચ કનકસ્યોત્તરીયકમ્ ॥ ૐ તસ્માદ્યજ્ઞાત્સર્વહુતઃ ઋચઃ સામાનિજજ્ઞિરે। છન્દાંસિ જજ્ઞિરે તસ્માદ્યજુસ્તસ્માદજાયત ॥ ૐ ગણેશ્વરાય નમઃ યજ્ઞોપવીતં સમર્પયામિ ॥

**ગંધમ્**:–ગૃહાણેશ્વર સર્વજ્ઞદિવ્યચંદનમુત્તમમ્॥ કરુણાકર અબ્જાક્ષ ગૌરીસુત નમોઽસ્તુતે ॥ ૐ તસ્માદ્યજ્ઞાત્સર્વહુતઃસંભૃતં પૃષદાજ્યમ્ ॥ પશૂંસ્તાંશ્ચક્રે વાયવ્યાનારણ્યાગ્રામ્યાશ્ચયે ॥ ગણનાયકાય નમઃ ગંધં સમર્પયામિ ॥

**અક્ષતા:**-અક્ષતાશ્ચસુર શ્રેષ્ઠ કુંકુમારક્તશોભિતા:। મયાનિવેદિતા ભક્ત્યા ગૃહાણગણનાયક ॥ ૐ અક્ષન્નમીમદન્તહ્યવપ્રિયા અંધૂષતા અસ્તોષતસ્વભાનવો વિપ્રાનવિષ્ઠયામતીયોજાન્વિન્દતે હરી ॥ ગણનાયકાય નમ: અક્ષતાન્ સમર્પયામિ ॥

**પુષ્પાણિ:**-કરવી રૈ ર્જાતિ કુસુમૈ: ચંપકે: બકુલૈ: શુભૈ:॥ શતપત્રૈશ્ચ કહ્લારૈ રર્ચયે પરમેશ્વર ॥ ૐ યત્પુરુષં વ્યદધુ: કતિધા વ્યંકલ્પયન્ મુખંકિમંસ્યાસીતકિંબાહુ કિમુરુપાદાઉચ્યતે ॥ ૐ વિઘ્નનાશનાય નમ:। પુષ્પાણિ સમર્પયામિ ॥ એમ કહી પુષ્પો ચઢાવવાં.

**દૂર્વાર્પણ:**-હજાર નામ વડે અથવા એકસો આઠ નામવડે દૂવ ચઢાવવી.

**અથાંગપૂજા-**

ૐ ગણેશ્વરાય નમ: પાદૌ પૂજયામિ ॥
,, વિઘ્નરાજાય નમ: જાનુની પૂજયામિ ॥
,, આખુવાહનાય નમ: ઊરૂ પૂજયામિ ॥
,, હેરંબાય નમ: કટી પૂજયામિ ॥
,, કામારિસૂનવે નમ: નાભિ પૂજયામિ ॥
,, લંબોદરાય નમ: ઉદરં પૂજયામિ ॥
,, ગૌરીસુતાય નમ: સ્તનૌ પૂજયામિ ॥
,, ગણનાયકાય નમ: હૃદયં પૂજયામિ ॥
,, સ્થૂલકર્ણાય નમ: કંઠં પૂજયામિ ॥
,, સ્કંદાગ્રજાય નમ: સ્કંધૌ પૂજયામિ ॥
,, પાશહસ્તાય નમ: હસ્તૌ પૂજયામિ ॥
,, ગજવકત્રાય નમ વકત્રં પૂજયામિ ॥
,, વિઘ્નહર્ત્રે નમ: લલાટં પૂજયામિ ॥
,, સર્વેશ્વરાય નમ: શિર: પૂજયામિ ॥
,, ગણાધિપાય નમ: સર્વાંગં પૂજયામિ ॥

**અથાવરણપૂજા-**ૐ ગણાધિપાય નમ:॥ ૐ ઉમાપુત્રાય નમ:
,, અનઘાય નમ: ॥ ૐ હેરંબાય નમ: ૐ ગજવકૃત્રાય નમ:
,, સુમુખાય નમ: ॥ ૐ એકદંતાય નમ: ॥ ૐ કપિલાય નમ:

ૐ વિકટાય નમઃ ॥ ૐ વિઘ્નનાશિને નમઃ ॥ ૐ ધૂમ્રકેતવે નમઃ ॥ ૐ ગણાધ્યક્ષાય નમઃ ૐ ભાલચંદ્રાય નમઃ ॥ ૐ ઈશ્વરપુત્રાય નમઃ ॥ ૐ ઈભવક્ત્રાય નમઃ ॥ ૐ મૂષકવાહનાય નમઃ ॥ ૐ કુમારગુરવે નમઃ ॥ ૐ સિદ્ધિવિનાયકાય નમઃ ॥ શ્લોકઃ–દયાબ્ધે ત્રાહિ સંસારસર્પાન્માં શરણાગતમ્ । ભક્ત્યા સમર્પયે ત્વાહં પ્રથમાવરણાર્ચનમ્ ॥ ૐ શ્રીસિદ્ધિવિનાયકાય નમઃ પ્રથમાવરણાર્ચનં સમર્પયામિ ॥ ઇતિ પ્રથમાવરણમ્ ॥ ૐ અવિઘ્નગણપતયે નમઃ ૐ વીરગણપતયે નમઃ ॥ ૐ શ્રી શૂરગણપતયે નમઃ ॥ ૐ વિનાયકગણપતયે નમઃ ॥ ૐ વરદગણપતયે નમઃ ॥ ૐ સિદ્ધગણપતયે નમઃ ॥ શ્લોકઃ–દયાબ્ધે ત્રાહિ સંસારસર્પાન્માં શરણાગતમ્ । ભક્ત્યા સમર્પયે ત્વાહં દ્વિતીયાવરણાર્ચનમ્ ॥ ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ દ્વિતીયાવરણાર્ચનમ્ સમર્પયામિ ॥ ઇતિ દ્વિતીયાવરણમ્ ॥ ૐ રમાયૈ નમઃ ॥ ૐ રમેશ્વરાય નમઃ ॥ ૐ ગિરિજાયૈ નમઃ ॥ ૐ શંકરાય નમઃ ॥ ૐ વૃષાંકાય નમઃ ॥ ૐ રત્યૈ નમઃ ॥ મત્યૈ નમઃ ૐ પુષ્પબાણાય નમઃ ॥ ૐ વરાત્યાય નમઃ ॥ ૐ સદાશિવાય નમઃ ॥ શ્લોકઃ–દયાબ્ધે ત્રાહિ સંસારસર્પાન્માં શરણાગતમ્ । ભક્ત્યા સમર્પયે ત્વાહં તૃતીયાવરણાર્ચનમ્ ॥ ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ તૃતીયાવરણાર્ચનં સમર્પયામિ ॥ ઇતિ તૃતીયાવરણમ્ ॥ ૐ સિદ્ધ્યૈ નમઃ ॥ ૐ સમૃદ્ધ્યૈ નમઃ ॥ ૐ કાંત્યૈ નમઃ ॥ ૐ મદવત્યૈ નમઃ ૐ મદદ્રાવિણ્યૈ નમઃ ॥ ૐ સુધાયૈ નમઃ ૐ વસુમત્યૈ નમઃ ॥ ૐ સિદ્ધિવિનાયકાય નમઃ ॥ શ્લોકઃ–દયાબ્ધે ત્રાહિ સંસારસર્પાન્માં શરણાગતમ્ । ભક્ત્યા સમર્પયે તુભ્યં ચતુર્થાવરણાર્ચનમ્ ॥ ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ ચતુર્થાવરણાર્ચનં સમર્પયામિ ॥ ઇતિ ચતુર્થાવરણમ્ ॥ ૐ અવિઘ્નગણપતયે નમઃ ॥ ૐ ઇન્દ્રાય નમઃ ॥ ૐ તેજોધિપતયે નમઃ ॥ ૐ અગ્નયે નમઃ ॥ ૐ પ્રેતાધિપતયે નમઃ ॥ ૐ રક્ષોધિપતયે નમઃ ॥ ૐ નીરતાય નમઃ ॥ ૐ જલાધિપતયે નમઃ ॥ ૐ વરૂણાય નમઃ ॥ ૐ પ્રાણાધિપતયે નમઃ ॥ ૐ વાયવે નમઃ ॥ ૐ યજ્ઞાધિપતયે નમઃ ॥ ૐ કુબેરાય નમઃ ॥ ૐ વિશ્વાધિપતયે નમઃ ॥ ૐ ઇશાનાય નમઃ ॥ શ્લોકઃ–દયાબ્ધે ત્રાહિ સંસારસર્પાન્માં શરણાગતમ્ । ભક્ત્યા સમર્પયે

તુભ્યં પંચમાવરણાર્ચનમ્ ॥ ૐ શ્રી સિદ્ધિવિનાયકાય નમઃ પંચમાવરણાર્ચનં સમર્પયામિ ॥ ઇતિ પંચમાવરણમ્ ॥ (એ ભણીને શ્રી ગણેશને પુષ્પો ચઢાવવાં.)

**અબીલ ગુલાલ**:-અબીરં ચ ગુલાલં ચ ચુવાચંદનમેવ ચ ॥ સિંદૂરં ચ પ્રદાસ્યામિ પ્રસન્નો ભવ સર્વદા અહિરિવભોગૈઃ પર્યેતિ બાહું જ્યાયાહેતિં પરિબાધમાનઃ ॥ હસ્તઘ્નો વિશ્વા વયુનાનિ વિદ્વાન્પુમાન્પુમાં ૨ સં પરિપાતુ વિશ્વતઃ ॥ ॥ શ્રી વિઘ્નહર્ત્રે નમઃ સૌભાગ્યદ્રવ્યાણિ સમર્પયામિ ॥ એમ કહી અબીલ ગુલાલ ચઢાવવાં.

ધૂપમ્-વનસ્પતિ રસોદ્ભૂતો ગંધાઢ્યો ગંધમુત્તમઃ ॥ આઘ્રેયઃ સર્વદેવાનાં ધૂપોડયં પ્રતિગૃહ્યતામ્ ॥ ૐ ધૂરસિ ધૂર્વ ધૂર્વન્તં ધૂર્વ તં યોડસ્માન્ ધૂર્વતિ તન્ધૂર્વયં વયં ધૂર્વામઃ ॥ દેવાનામસિ વહ્નિતમ્ ૨ સસ્નિતમંપપ્રિંત મંજુષ્ટતમં દેવહૂતમમ્ ॥ ૐ વિકટાય નમઃ ધૂપં આઘ્રાપયામિ એમ કહી ધૂપ કરવો.

**દીપમ્**:-ભકત્યા દીપં પ્રયચ્છામિ દેવાય પરમાત્મને ॥ ત્રાહિમાં નરકાદ્ ઘોરાદ્ દીપોડયંપ્રતિગૃહ્યતામ્ ચન્દ્રમામનસોજાતશ્ચક્ષો સૂર્યો'અજાયત ॥ શ્રોત્રાદ્વાયુશ્ચ પ્રાણશ્ચ મુખાદગ્નિ રજાયત ॥

(એમ મંત્ર ભણી દીવાને ગંધપુષ્પ ચઢાવવાં.)

નૈવેદ્યમ્:-નૈવેદ્યં ગૃહ્યતાં દેવ ભકિતં મે હ્યચલાં કુરુ ॥ ઇપ્સિતં મે વરં દેહિ પરત્ર ચ પરાં ગતિમ્ ॥

ૐ અન્ન'પતેન્ન'સ્ય નો દેહ્ય નમીવસ્યંશુષ્મિણઃ ॥ પ્રપ્રદાતારંતારિષ ઊર્જ'નોધેહિ દ્વિપદે ચતુષ્પદે ॥ ૐ શ્રી ગણેશાય નમઃ મોદકાદિ નૈવેદ્યં સમર્પયામિ, એમ કહી લાડુનું નૈવેદ્ય અર્પણ કરવું. ૐ નાભ્યાઆસીદન્ત રિક્ષશ્શીર્ષ્ણો દ્યૌઃ સમવર્તત॥ પદ્ભ્યાં ભૂમિર્દિશઃ શ્રોત્રાત્તથા લોકા અંકલ્પયન્ ગંગણપતયે નમઃ એમ બોલી નૈવદ્યને જળવડે પ્રોક્ષણ કરવું. પછી ધેનુમુદ્રા બતાવવી. પછી ૐ પ્રાણાય સ્વાહા, ૐ વ્યાનાય સ્વાહા, ૐ અપાનાય સ્વાહા, ૐ ઉદાનાય સ્વાહા, ૐ સમાનાય સ્વાહા, એમ કહી નૈવેદ્ય અર્પણ કરવું. પછી અમૃતસ્યોપસ્તરણમસિ સ્વાહા, મધ્યે પાનીયં સમર્પયામિ, અમૃત સ્યોપિધાનમસિ સ્વાહા, હસ્ત પ્રક્ષાલનં મુખપ્રક્ષાલનં કરોદ્વર્તનાર્થે ચંદનપુષ્પાણિ

સમર્પયામિ ॥ એમ કહી હાથ તથા મુખ ધોવા જલ અર્પણ કરવું તથા હાથને ગંધ લગાડવા ચંદન પુષ્પ અર્પણ કરવાં.

**તાંબૂલમ:**–પુગીફલં મહદ્દિવ્યં નાગવલ્લી દલૈર્યુતમ્॥ કર્પૂરૈલા સમાયુકતં તાંબૂલં પ્રતિગૃહ્યતામ્ ૐ વિઘ્નહર્ત્રે નમઃ તાંબૂલં સમર્પયામિ ॥ એમ કહી તાંબૂલ અર્પણ કરવું.

**ફલમ:**–ઇદં ફલં મયા દેવ સ્થાપિતં પુરતસ્તવ॥ તેન મે સુફલાવાપ્તિર્ભવેજ્જન્મનિ જન્મનિ ॥

ૐ યાઃફલિનીર્યા અફલા પુષ્પાયાશ્ચપુષ્પિણીં ॥ બૃહસ્પતિ પ્રસૂતાસ્તાનોમુગ્ચન્ત્વઽહંસઃ॥ ૐ સર્વાર્તિનાશિને નમઃ ફલં સમર્પયામિ, એમ કહી ફળ અર્પણ કરવું.

**દક્ષિણા:**–હિરણ્યગર્ભગર્ભસ્થં હેમબીજં વિભાવસોઃ ॥ અનન્ત પુણ્યફલદમતઃશાંતિપ્રયચ્છમે ॥ ૐ હિરણ્યગર્ભસમવર્તતાગ્રેભૂતસ્ય જાતઃ પતિરેકઆસીત્ ॥ સદાધારપૃથિવીંદ્યામુતેમાં કસ્મૈદેવાયહવિષાવિધેમ ॥ ૐ ધૂમ્રાયનમઃ દક્ષિણાં સમર્પયામિ ॥ એમ કહી દક્ષિણા અર્પણ કરવી.

**આર્તિક્યમ:**-જ્વાલામાલિન્યૈ નમઃ ગંધાક્ષતપુષ્પાણિ સમર્પયામિ ॥ એમ કહી આર્તિપર ગંધ પુષ્પ ચઢાવવાં ॥ ચક્ષુર્દં સર્વલોકાનાં તિમિરસ્ય નિવારણમ્ ॥ આરાર્તિકયં પ્રયચ્છામિ પ્રીતો ભવ દયાનિધે ॥ ૐ દેવાસો દિવ્યેકાદશસ્થ પૃથિવ્યામધ્યેકાદશસ્થ ॥ અપ્સુક્ષિતો મહિનૈકાદશસ્થ તે દેવા સો યજ્ઞમિમં જુષધ્વમ્ ॥

(૧) સુખકર્તા દુઃખહર્તા વાર્તા વિઘ્નાચી॥ નુરવી પુરવી પ્રેમકૃપા જયાચી॥ સર્વાંગીં સુંદર ઉટિ શેંદૂરાચી ॥ કંઠી ઝળકે માળ મુક્તાફળાંચી ॥૧॥ જય દેવ જય દેવ જય મંગળમૂર્તિ ॥ દર્શનમાત્રેં મનકામના પુરતી ॥ ધ્રુ૦ ॥ રત્નખચિત ફરા તુજ ગૌરી કુમરા ॥ ચંદનાચી ઉટી કુંકુમ કેશરા ॥ હિરેજડિત મુગુટ શોભતો બરા ॥ રુણઝુણતી નૂપૂરેં ચરણી ઘાગરિયા ॥ જય૦ ॥ ૨ ॥ લંબોદર પીતાંબરે ફણિવરબંધના । સરળ સોંડ વક્રતુંડ ત્રિનયના। દાસ રામાચા વાટ પાહે સદના। સંકષ્ટીં પાવાવેં નિર્વાણીં રક્ષાવેં સુરવરવંદના । જય દેવ જય દેવ જય મંગળમૂર્તી ॥ દર્શનમાત્રેં૦ ॥ ૩ ॥

(૨) શેંદુર લાલ ચઢાયો અચ્છા ગજમુખકો ॥ દોંદિલ લાલ બિરાજે સુત ગૌરીહરકો ॥ હાત લિયે ગુડલડ્ડૂ સાંઈ સુરવરકો ॥ મહિમા કહે ન જાય લાગત હૂં પદકો ॥ ૧ ॥ જય જય જી ગણરાજ વિદ્યાસુખ-દાતા ॥ ધન્ય તુમારાં દર્શન મેરા મન રમતા ॥ ધ્રુ૦ ॥ અષ્ટૌ સિદ્ધિ દાસી સંકટકો બૈરી ॥ બિઘનબિનાશન મંગલમૂરત અધિકારી ॥ કોટી સુરજપ્રકાશ ઐસી છબ તેરી ॥ ગંડસ્થલમદમસ્તક ઝૂલે શશિબિહારી ॥ જય૦ ॥ ૨ ॥ ભાવભગતસેં કોઇ શરણાગત આવે ॥ સંતત સંપત સબહી ભરપૂર પાવે ॥ ઐસે તુમ મહારાજ મોકોં અતિભાવે ॥ માણેક-લાલ નંદન નિશદિન ગુણ ગાવે ॥ જય૦ ॥ ૩ ॥

ૐ ભાલચંદ્રાય નમઃ આરાર્તિકયં સમર્પયામિ, એક કહી આર્તિ કરવી.

**આર્તિવંદનઃ**-જલેન શીતલીકૃત્ય કહી આગળ પાછળ જળ ફેરવવું. પુષ્પેણ દેવવંદનમ્ ॥ આત્મવંદનમ્ હસ્તપ્રક્ષાલનમ્ ॥ હાથ ધોઇ નાંખવા.

**મંત્રપુષ્પાંજલિઃ-** ॥ શ્રી ઢુંઢિરાજાષ્ટકમ્ ॥

ઉમાગર્ભજં કુમ્ભિવક્ત્રં ગણેશં ભુજાકંકણૈઃ શોભનં ધૂમ્રકેતુમ્ ।
ગલે હારમુક્તાફલૈઃ શોભિતં તં નુમો જ્ઞાનરૂપં ગણેશં નમસ્તે ॥ ૧ ॥
ગણેશં વદેત્તં સ્મરેત્સર્વકાર્યે સ્મૃતઃ સંમુખે જ્ઞાનદઃ સર્વસિદ્ધિઃ ॥
મનશ્ચિન્તિતં કાર્યમેવાશુ સિધ્યેત્ નુમો બુદ્ધિકાન્તં ગણેશં નમસ્તે ॥૨॥
મહાસુન્દરં વક્ત્રચિન્હં વિરાજં ચતુર્થાભુજં ચૈકદન્તૈકવર્ણમ્ ॥
ઇભં દેવરૂપં ગણં સિદ્ધિનાથં નુમો ભાલચંદ્ર ગણેશં નમસ્તે ॥ ૩ ॥
સ સિન્દૂરસત્કુંકુમૈસ્તુલ્યવર્ણ સ્તુતૈર્મોદકૈઃ પ્રીયતે વિઘ્નરાજઃ
મહાસંકટચ્છેદિનં ધૂમ્રકેતું નુમો ગૌર્યપત્યં ગણેશં નમસ્તે ॥ ૪ ॥
યથા પાતકચ્છેદકં વિષ્ણુનામ તથા ધ્યાયતાં શંકરઃ પાપનાશઃ
યથા પૂજિતઃ ષડ્મુખઃ શોકનાશો નુમો વિઘ્નરાજ ગણેશં નમસ્તે ॥૫॥
સદા સર્વદં ધ્યાયતામેકદન્તં સુસિન્દૂરકં પૂજિતં રક્તપુષ્પૈઃ ।
સદા ચર્ચિતં ચન્દનૈઃ કુંકુમોકતં નુમો જ્ઞાનરૂપં ગણેશં નમસ્તે ॥૬॥
નમો ગૌરિકાગર્ભજાપત્ય તુભ્યં નમો જ્ઞાનરૂપિન્ નમઃ સિદ્ધિકાન્ત
નમો ધ્યેય પૂજ્યાય હે બુદ્ધિનાથ સુરાઃ સર્વે ભજન્તે ગણેશં નમસ્તે ॥૭॥

ભુજંગ પ્રયાતં પઠેદ્યસ્તુ ભક્ત્યા પ્રભાતે જપેન્નિત્યમેકાગ્રચિત્તઃ
ક્ષયં યાન્તિ વિઘ્ના દિશઃ શોભયન્તે નુમો જ્ઞાનરૂપં ગણેશં નમસ્તે॥૮॥

॥ ઇતિ ઢૂંઢિરાજસ્તોત્રં સંપૂર્ણમ્ ॥

ૐ યજ્ઞેનં યજ્ઞમયજન્ત દેવા સ્તાનિ ધર્મ્માણિ પ્રથમાન્યાસન્ ॥ તેહનાકમ્મહિમાનઃ સચન્ત યત્ર પૂર્વે સાદ્ધ્યાઃ સન્તિ દેવાઃ ॥ ૐ રાજાધિરાજાયં પ્રસહ્યસાયિને। નમો વયં વૈ શ્રવણાયં કુર્મહે સમે-કામાન્કામકામાય મહ્યં। કામેશ્વરો વૈશ્રવણોદધાતુ। કુબેરાયંવૈશ્રવ-ણાયં। મહારાજાય નમઃ॥ ૐ સ્વસ્તિ। સામ્રાજ્યં ભોજ્યં સ્વા-રાજ્યં વૈરાજ્યં પારમેષ્ઠ્યં રાજ્યં મહારાજ્યમાધિપત્યમયં સમન્ત-પર્યાયી સ્યાત્સાર્વભૌમઃ। સાર્વાયુષ આન્તાદાપરાર્ધાત્। પૃથિવ્યૈ સમુદ્રપર્યન્તાયા એકરાડિતિ તદપ્યેષ શ્લોકોઽભિગીતઃ॥ મરૂતઃ પરિવેષ્ટારો મરૂતસ્યાવસન્ગૃહે। આવિક્ષિતસ્ય કામપ્રેર્વિશ્વેદેવાઃ સભાસદ ઇતિ ॥ ૐ વિશ્વતશ્ચક્ષુરૂતવિશ્વતો મુખોવિશ્વતો બાહુરૂતવિશ્વતસ્પાત્ ॥ સમ્બાહુભ્યાન્ધમતિસમ્પતત્રૈદ્યાવાભૂમી-જનયન્દેવ-એકઃ॥ વિનાયકેશપુત્રત્વં ગણરાજસુરોત્તમ ॥ દેહિ મે સકલાન્કામાન્વંદે સિદ્ધિવિનાયક ॥ વિઘ્નેશ્વરાય વરદાય સુરપ્રિયાય લંબોદરાય સકલાય જગદ્ધિતાય ॥ નાગાનનાય શ્રુતિ યજ્ઞવિભૂષિ-તાય ગૌરીસુતાય ગણનાથ નમો નમસ્તે ॥ એ મંત્ર ભણી ગણ-પતિને ફૂલ ચઢાવવાં. ૐ શ્રીસિદ્ધિવિનાયકાય નમઃ। મંત્રપુષ્પાં-જલિં સમર્પયામિ ॥

**રાજોપચારઃ**—છત્રં ચામરં આદર્શનં તાલમિતિ રાજોપચારાન્ સમર્પયામિ ॥

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ ॥ ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ, ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥ ૧ ॥ કાયેન વાચા મનસેંદ્રિયૈર્વા, બુદ્ધયાત્મના વા પ્રકૃતિસ્વભાવાત્ ॥ કરોમિ યદ્યત્ સકલં પરસ્મૈ, નારાયણાયેતિ સમર્પયામિ ॥ ૨ ॥

**પ્રદક્ષિણા**—ૐ સપ્તાસ્યાસન્પરિધયસ્ત્રિઃ સપ્તસમિધઃ કૃતાઃ। દેવા યદ્યજ્ઞન્તન્વાના।-ऽ-અબધ્નન્પુરૂષમ્પશુમ્॥ વિઘ્નેશ્વર વિશાલાક્ષ

સર્વાભીષ્ટફલપ્રદ । પ્રદક્ષિણં કરોમિ ત્વાં સર્વાન્કામાન્પ્રયચ્છ મે ॥ પાપોહં પાપકર્માહં પાપાત્મા પાપસંભવઃ ॥ ત્રાહિ માં પુંડરિકાક્ષ સર્વપાપહરો હરિઃ ॥ યાનિ કાનિ ચ પાપાનિ બ્રહ્મહત્યા સમાનિ ચ ॥ તાનિ સર્વાણિ વિનશ્યન્તિ પ્રદક્ષિણા પદે પદે ॥ એમ કહી ગણપતિને ત્રણ પ્રદક્ષિણા કરવી. ૐ શ્રીસિદ્ધિવિનાયકાય નમઃ પ્રદક્ષિણાં સમર્પયામિ ॥ (એ ભણીને શ્રીગણેશની પ્રદક્ષિણા કરવી.)

**ચંદ્રપૂજનમ્:–આવાહનમ્:**–દધિશંખતુષારાભમ્ ક્ષીરોદાર્ણવ સંભવમ્ ॥ નમામિ શશિનં સોમં શંભોર્મુકુટભૂષણમ્ ॥ ૐ ઈમંદેવા અસપત્ન ્ સુવદ્ધ્વંમહતે ક્ષત્રાય મહતે જ્યૈષ્ઠાય મહતે જાનંરાજ્યાયેન્દ્ર સ્યેન્દ્રિયાયં એમ કહી અક્ષતવડે ચંદ્રને આવાહન કરવું. પછી ગંધ તથા પુષ્પવડે ચંદ્રમાનું પૂજન કરવું. ત્યાર બાદ નીચેના મંત્રો ભણી દૂર્વાસહિત ત્રણ અર્ધ્ય આપવાઃ–

ક્ષીરસાગર સંભૂત સુધારૂપ નિશાકર ॥ ગૃહાણાર્ધ્યં મયા દત્તં ગણેશ પ્રીતિવર્ધન ॥ રોહિણીસહિત ચંદ્રમસે નમઃ અર્ધ્યં સમર્પયામિ એમ કહી પહેલો અર્ધ્ય આપવો. સંકષ્ટં હરમેદેવ ગૃહાણાર્ધ્યં નમોઽસ્તુતે ॥ ગણેશાય નમઽસ્તુભ્યં સર્વસિદ્ધિપ્રદાયક, શ્રી સંકષ્ટ ગણપતયે નમઃ ઈદં અર્ધ્યં સમર્પયામિ એમ કહી બીજો અર્ધ્ય આપવો. તિથીનામુત્તમેદેવિ ગણેશ પ્રિયવલ્લભે ॥ સર્વ સંકષ્ટ નાશાય ચતુર્થ્યર્ધ્યં નમોસ્તુતે ॥ શ્રી ચતુર્થ્યૈ દેવ્યૈ નમઃ ઈદં અર્ધ્યં સમર્પયામિ એમ કહી ત્રીજો અર્ધ્યં આપવો.

ત્યાર પછી ગણેશની પ્રાર્થના કરવી. નીચે પ્રમાણે ભણવુંઃ–

યત્કિંચિત્ કૃતં દેવ યથાશક્તિમયાર્ચનમ્ ।
તેન તુષ્ટો ભવધાશુ હૃત્સ્થાન્કામાંશ્ચ પૂરય ॥

સંકટાનલદગ્ધોહં ગણેશ શરણં ગતઃ ॥
તસ્માન્મનોરથં પૂર્ણં કુરુ સર્વેશ્વરપ્રિય ॥
સંસાર પીડા વ્યથિતં સદૈવ સંકષ્ટભૂતં સુમુખ પ્રસીદ ।
ત્રાયસ્વ માં મોચય કષ્ટસંઘાત્ નમોસ્તુ તે વિઘ્નવિનાશનાય ॥

આવાહનં ન જાનામિ ન જાનામિ તવાર્ચનમ્ ।
પૂજાં ચૈવ ન જાનામિ ક્ષમસ્વ પરમેશ્વર ॥
મંત્રહીનં ક્રિયાહીનં ભક્તિહીનં સુરેશ્વર ।
યત્પૂજિતં મયા દેવ પરિપૂર્ણં તદસ્તુમે ॥
શ્રી ગણેશાયનમઃ પ્રાર્થનાં સમર્પયામિ ॥

ત્યાર પછી વ્રત પૂર્ણ થવા માટે બ્રાહ્મણને પાંચ લાડુ, દક્ષિણા તથા વસ્ત્ર એનું (વાયનનું) દાન આપવું. નીચે પ્રમાણે ભણવું:-

મોદકાન્સફલાન્પંચ દક્ષિણા વસ્ત્રસંયુતાન્ ।
આપદુત્તારણાર્થાય ગૃહાણ દ્વિજસત્તમ ॥

પછી વિપ્રરૂપી ગણેશની નીચે પ્રમાણે પ્રાર્થના કરવી.

અબુદ્ધમતિરિક્તં વા દ્રવ્યહીનં મયાકૃતં
તત્સર્વં પૂર્ણતાં યાતુ ગણેશપૂજનેન ચ ॥

ત્યારપછી ૐ નમોહેરંબમદમોદિતસંકષ્ટાન્નિવારય નિવારય નમઃ ॥ એ મૂલમંત્રને એકવિશ વખત બોલી જપવો. પછી હાથમાં ચોખા લઈ નીચે પ્રમાણે ભણીને ગણેશનું વિસર્જન કરવું.

ગચ્છ ગચ્છ સુરશ્રેષ્ઠ સ્વસ્થાને ત્વં ગણેશ્વર ।
વ્રતેનાનેન મે દેવ યથોક્તફલદો ભવ ॥

એ પ્રમાણે દેવનું વિસર્જન કરીને દક્ષિણાસહિત પ્રતિમાનું બ્રાહ્મણને દાન આપવું. બ્રાહ્મણોને જમાડવા. નૈવેદ્ય ધરાવેલા લાડુઓ પોતે સગાઓ સાથે ભક્ષણ કરવા.

ઇતિ સંકષ્ટ ચતુર્થી પૂજા સંપૂર્ણ.



શ્રી ગણેશાયનમઃ



# સંકષ્ટચતુર્થી કથા

:o:

નારદીયે–સૂત ઉવાચ–અરણ્યેવર્તમાનંતંપાંડુપુત્રંયુધિષ્ઠિરમ્ ॥
સબાંધવંસુખાસીનંપ્રયયૌવ્યાસઆદરાત્ ॥ ૧ ॥

નારદ પુરાણને વિષે સૂત કહે છેઃ–પૂર્વે બંધુસહવર્તમાન પાંડુ-પુત્ર ધર્મરાજ અરણ્યમાં સુખચેનથી બેઠા હતા, તે સમયે વ્યાસ ભગવાન્ આદરથી ત્યાં આવી પહોંચ્યા. ૧.

તંદૃષ્ટ્વામુનિશાર્દૂલંવ્યાસંપ્રત્યુદયૌનૃપઃ ॥
મધુપર્કેણપૂજ્યંચકૃત્વાવાક્યમુવાચહ ॥ ૨ ॥

ઋષિશ્રેષ્ઠ વ્યાસ આવી પહોંચ્યા છે, એમ જોઇ ધર્મરાજે એકદમ ઉઠી સામે જઇ તેમને લઇ આવી, ઉચ્ચ આસનપર બેસાડ્યા અને મધુપર્કવડે પૂજા કરીને કહ્યું; ૨.

યુધિષ્ઠિર ઉવાચ–અદ્યમેસફલંજન્મભવતાગમનેકૃતે ॥
યત્સંકટંહિસંજાતંવનેમમ નિવાસિનઃ ॥ ૩ ॥

યુધિષ્ઠિર કહે છેઃ–આપના આજે પધારવાથી મારો જન્મ સફળ થયો છે. વનમાં વાસ કરવાથી જે કાંઇ સંકટ ઉત્પન્ન થયું તે સર્વ, ૩.

તત્સર્વંવિલયંયાતંભવતોદર્શનેનહિ ॥
આત્માનંસાધુમન્યેઽહંરાજ્યતૃષ્ણાપરાઙ્મુખમ્ ॥ ૪ ॥

આપનાં દર્શનના પ્રભાવથી નાશ પામ્યું. રાજતૃષ્ણાથી પરાંગ-મુખ એવો હું પોતાને કૃતકૃત્ય માનું છું. ૪.

દુઃખિતતુપુનઃસ્વામિન્રાજ્યભ્રષ્ટંવનેસ્થિતમ્
એતેભીમાદયઃસર્વેબાંધવાવ્યથયંતિમામ્ ॥ ૫ ॥

પણ હે સ્વામિન્! મારા ભાઈઓ રાજ્યથી ભ્રષ્ટ થયેલા વનમાં રહે છે, તે વાસ્તે હું દુઃખી છું. આ ભીમાદિ સર્વ બંધુઓ મને બહુ કલેશ આપે છે. ૫.

દુરાધર્ષાઃસુવીર્યાહિમચ્છાસનવિધૌરતાઃ ॥
ઇયંતુદ્રૌપદીસાધ્વીરાજપુત્રીપતિવ્રતા ॥ ૬ ॥

આ મારા બંધુઓ કાંઇ સામાન્ય નથી. એકના કરતાં એક બળશાળી તથા અજિત્ય છે, તેમ છતાં તેઓ મારી આજ્ઞા પાળવામાં તત્પર રહે છે. આ દ્રુપદ રાજાની કન્યા મહા પતિવ્રતા દ્રૌપદી, ૬.

રાજ્યોપભોગયોગ્યાપિસાધ્દુઃખોપભોગિની ॥
મયાચકિંકૃતંવ્યાસપૂર્વંકષ્ટાનુજીવિના ॥ ૭ ॥

અખિલ રાજ્યસુખને યોગ્ય છતાં મારે લીધે દુઃખ ભોગવે છે. હે વ્યાસ ! આવી કષ્ટસ્થિતિ આવતાં પહેલાં મેં શું કર્યું, તે સાંભળો. ૭.

દાયાદૈસ્તુહૃતંરાજ્યંદ્યૂતચ્છદ્મરતૈઃશઠૈઃ ॥
પરાજીતાવયંબ્રહ્મન્સુહૃદ્ભિર્બંધુભિસ્તથા ॥ ૮ ॥

મારા મિત્રો, બાંધવો તથા પિત્રાઇઓએ દ્યૂતને નિમિત્તે અમારો પરાજય કરી, અમારાં રાજ્યાદિ સર્વસ્વ હરણ કર્યાં. ૮.

વનંપ્રસ્થાપિતાદૂતૈરિદમૂચુશ્ચતેવચઃ ॥
કુર્વંતુગમનંશીઘ્રંવનાયભવદાદયઃ ॥ ૯ ॥

નોકરો પાસે અમને વનમાં હાંકી કઢાવ્યા એટલું જ નહિ, પણ તેઓએ એમ કહ્યું કે, તમે સર્વે જલદી અરણ્ય પ્રતિ જાઓ. ૯.

ઇત્થંનિરાકૃતાઃસ્વામિન્યદાતદ્વનમાગતાઃ ॥
અહંતદાપ્રભૃત્યેવનાપશ્યંહિભવાદૃશાન્ ॥ ૧૦ ॥

હે સ્વામિન્ ! આ રીતે તિરસ્કાર કરાયલા અમોએ જ્યારથી અરણ્યમાં વાસ કર્યો, ત્યારથી આજપર્યંત અમોને આપ સરખાનાં દર્શન પણ થયાં નથી. ૧૦

યદ્યસ્તિવ્રતમેકંહિસર્વસંકષ્ટનાશનં ॥
તન્મેઽદ્યકથયબ્રહ્મન્નનુગ્રાહ્યોસ્મિસુવ્રત ॥ ૧૧ ॥

હે બ્રહ્મન્! સર્વ પ્રકારનાં સંકટોને મુક્ત કરી શકે, એવું કોઈ એકાદ વ્રત હોય તો તે આજ આપ અમને કહો. હે સુવ્રત! હું આપને અનુગ્રહ કરવા યોગ્ય છું. ૧૧.

વ્યાસ ઉવાચ—**નાસ્તિભૂમંડલેરાજંસ્ત્વત્સમોધર્મતત્પરઃ ॥**
**કથયામિવ્રતંતેઽદ્યવ્રતાનામુત્તમોત્તમમ્ ॥ ૧૨ ॥**

**વ્યાસ કહે** છેઃ-હે યુધિષ્ઠિર! આ ભૂમિ મંડળપર તારા સરખો ધાર્મિક બીજો કોઈ નથી, એ વાત ખરી છે. આજ તને સર્વ વ્રતોમાં શ્રેષ્ઠ એવું એક ઉત્તમ વ્રત કહું છું, તે તું સાંભળ. ૧૨.

**સંકષ્ટનાશનંનિત્યંશુભદંફલદંભુવિ ॥**
**યત્કૃત્વાસર્વકાર્યાણાંનિષ્પત્તિર્જાયતેધ્રુવમ્ ॥ ૧૩ ॥**

આ વ્રત પૃથ્વીપર કરવાવાળાને સર્વ સંકટમાંથી મુક્ત કરે છે. આ વ્રત કરવાથી તત્ક્ષણ સર્વ કાર્યની સિદ્ધિ થાય છે. ૧૩.

**વિદ્યાર્થીલભતેવિદ્યાંધનાર્થીલભતેધનમ્ ॥**
**પ્રોષિતાર્યાપુરંધ્રીચેત્કરોતિવ્રતમુત્તમમ્ ॥**
**ઇપ્સિતંલભતેસર્વંભર્ત્રાચસહમોદતે ॥ ૧૪ ॥**

જે વિદ્યાર્થી હોય તેને વિદ્યા પ્રાપ્ત થાય છે, ધનાર્થી હોય તેને ધન પ્રાપ્ત થાય છે તથા જેનો પતિ અત્યંત દૂર દેશ ગયેલો હોય તે જો આ વ્રત કરે તો તેનો પતિ જલદી ગૃહપ્રતિ આવી, તેની સાથે અત્યંત આનંદને મેળવે છે. ૧૪.

**સંકષ્ટેપિયદાક્ષિપ્તોમાનવોગ્રહપીડિતઃ ॥**
**કુર્યાદ્વ્રતમિદંરાજન્સદ્યોમુચ્યેતસંકટાત્ ॥ ૧૫ ॥**

હે રાજન્! સંકટમાં સપડાયલો કોઈ પણ મનુષ્ય હોય અથવા ગ્રહ પીડાથી કોઈ પીડાતો હોય, તેમ છતાં આ વ્રત કરવાથી તત્કાળ તે સર્વ સંકટમાંથી મુક્ત થાય છે. ૧૫.

**પુરાતુનૃપતિઃકશ્ચિદાસીદ્ધર્મપરાયણઃ ॥**
**સામ્રાજ્યેદીક્ષિતોનિત્યંમંત્રિભિઃપરિવારિતઃ ॥ ૧૬ ॥**

હે ધર્મરાજ! તને એક ઇતિહાસ કહું છું તે તું સાંભળ. પૂર્વે એક રાજા હતો, તે અત્યંત ધાર્મિક હતો, સમ્રાજપણાની સ્થિતિ ભોગવતો હતો તથા પ્રધાનમંડળવડે તે યુક્ત હતો. ૧૬.

**સુહૃદ્‌ભિર્બંધુવર્ગૈશ્ચપુત્રપૌત્રસમન્વિતઃ ॥**
**તસ્યતુપ્રિયકર્ત્રીચપત્નીગુણવતીપ્રિયા ॥ ૧૭ ॥**

તેને ઘણા સુહૃદો, બન્ધુવર્ગો તથા પુત્રો અને પૌત્રો હતા. તેને પતિનું પ્રિય કરવાવાળી, ગુણયુક્ત એક પત્ની હતી. ૧૭.

**નામ્નારત્નાવલીત્યાસીત્પતિવ્રતપરાયણા ॥**
**તયોઃપરસ્પરંપ્રીતિરભવત્સુગુણાશ્રયા ॥ ૧૮ ॥**

આ સ્ત્રીનું નામ રત્નાવલી હતું તથા તે પતિવ્રતાપણામાં અત્યંત ઉત્સુક રહેતી હતી. બેઉ સારાં ગુણવાળાં હોવાથી તેઓમાં પરસ્પર અત્યંત પ્રીતિ થઇ હતી. ૧૮.

**કદાચિદ્દૈવયોગેનહૃતંરાજ્યંતુવૈરિભિઃ ॥**
**કોશોબલંચાપહૃતવિધ્વસ્તોબંધુભિઃસહ ॥ ૧૯ ॥**

એક સમયે દૈવયોગથી વૈરીઓએ તેનું રાજ્ય હરી લીધું તથા બન્ધુવર્ગસહિત તે રાજાને રાજ્યમાંથી હાંકી કાઢયો. ૧૯.

**રત્નાવલ્યાતયાસાર્ધંનિર્ગતોભૂમિવલ્લભઃ ॥**
**વનેક્ષુધાર્તઃકૃમિતએકવાસાસ્તૃષાર્દિતઃ ॥ ૨૦ ॥**

ત્યાર પછી તે પૃથ્વીપતિ રત્નાવલી નામની પોતાની સ્ત્રીસહિત અરણ્યપ્રતિ ગયો. ત્યાં તે ક્ષુધાથી અત્યંત કૃશ થયો. તૃષાથી વ્યાકુળ થયો તથા તેણે કેવળ એક જ વસ્ત્ર શરીરપર ધારણ કરેલું હતું. ૨૦.

**ઇતસ્તતશ્ચરન્રાજન્નાતપેનાતિપીડિતઃ ॥**
**એકાકીવનમાસાદ્યતયાસાર્ધંયુધિષ્ઠિર ॥ ૨૧ ॥**

હે ધર્મરાજ ! અહીં તહીં ફરતાં ફરતાં પ્રખર સૂર્યકીરણના તાપને લીધે સ્ત્રીસહવર્તમાન તે રાજા અત્યંત પીડાવા લાગ્યો. ૨૧.

**સૂર્યેસ્તાચલમાયાતેઅરણ્યેચશિવાર્દિતે ॥**
**વ્યાઘ્રાઃપ્રચુક્રુશુસ્તત્રપર્જન્યોપિવવર્ષહ ॥ ૨૨ ॥**

આ રીતે તેણે દિવસના કલેશ ભોગવ્યો તથા સૂર્ય અસ્ત પામ્યો ત્યારે અરણ્યમાંહેલાં વાઘ વરુ ઈત્યાદિ મોટાં ભયંકર પ્રાણીઓ બૂમો પાડવા લાગ્યાં તથા વરસાદ પણ વરસવા લાગ્યો. ૨૨.

**કંટકૈઃક્લેશિતારાજ્ઞીક્રંદતીદુઃખપીડિતા ॥**
**તાંવિલોક્યનૃપશ્રેષ્ઠોદુઃખેનાતીવપીડિતઃ ॥ ૨૩ ॥**

આ પ્રમાણે ફરવાથી તે રત્નાવલી રાણીને સર્વ અંગે ઘણા કાંટા વાગવાથી તે દુઃખી થઇ મોટેથી રડવા લાગી. આ જોઈ, રાજા પણ અત્યંત દુઃખી થવા લાગ્યો. ૨૩.

**તતઃપ્રભાતસમયેમાર્કંડેયંમહામુનિં ॥**
**દદર્શરાજાતત્રૈવવિસ્મયાવિષ્ટમાનસઃ ॥ ૨૪ ॥**

ત્યાર પછી પ્રાતઃકાલે તે અરણ્યણમાં જ મહામુનિ માર્કંડેયને જોઈ, તે રાજા અત્યંત આશ્ચર્યચકિત થઇ ગયો. ૨૪.

**ઉપગમ્યશનૈસ્તંતુદંડવત્પતિતોભુવિ ॥**
**પ્રોવાચવચનંદીનંપ્રાંજલિઃપુરતઃસ્થિતઃ ॥ ૨૫ ॥**

તે ઋષિ પાસે ધીમે ધીમે જઇ, તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા તથા હાથ જોડી સામે ઉભા રહી અત્યંત દીનવાણીવડે કહ્યું. ૨૫.

**કિંકૃતંહિમયાસ્વામિન્દુષ્કૃતંકથયસ્વમે ॥**
**યેનકર્મવિપાકેનરાજ્યલક્ષ્મીઃપરાઙ્મુખી ॥ ૨૬ ॥**

'હે સ્વામિન્! હે માર્કંડેય ઋષિ! મેં પૂર્વજન્મમાં શું પાપ કર્યું હશે કે, જે કર્મવિપાકને લીધે રાજ્યલક્ષ્મી મારાથી પરાઙ્મુખ થઇ, તે કૃપા કરી મને કહો.' ૨૬.

માર્કંડેય ઉવાચ-**શૃણુરાજન્પ્રવક્ષ્યામિયત્ત્વયાપૂર્વજન્મનિ ॥**
**કૃતંકર્માશુભયેનગતોસિવિષમાંદશાં ॥ ૨૭ ॥**

**માર્કંડેય કહે છે:**-પૂર્વજન્મમાં તેં જે પાપ કર્યું, તે તું સાંભળ. તેં પૂર્વજન્મે એવું અશુભ કર્મ કર્યું છે કે, જેથી તું આવી વિષમદશાને પામ્યો છે. ૨૭.

**પૂર્વંહિલુબ્ધકશ્ચાસીર્ગતોસિગહનંવનં ॥**
**વરાહસિંહસાર્દૂલાન્હત્વાશ્રાંતોવનેતદા ॥ ૨૮ ॥**

પૂર્વજન્મે તું ભિલ્લ હતો તથા એક વેળા ભયંકર અરણ્યમાં ગયો. ત્યાં વરાહ, સિંહ તથા સાર્દૂલને મારી નાંખી, તે અરણ્યમાં તું અત્યંત થાકી ગયો હતો. ૨૮.

**તસ્મિન્રાત્રૌભ્રમન્રાજંશ્ચતુર્થ્યાંમાઘકૃષ્ણકે ॥**
**દૃષ્ટંશુભંચકૃષ્ણાયાસ્તડાગંપૃથુનિર્મલં ॥ ૨૯ ॥**

હે રાજન્! તે રાત્રીએ માહા વદ ચોથ હતી. તું ત્યાં આમ તેમ ભટકતો હતો, તેવામાં તેં નિર્મળ કૃષ્ણાનું તળાવ જોયું. ૨૯.

**તત્તીરેનાગકન્યાનાંસમૂહંરક્તવાસસાં ॥**
**ગણેશંપૂજયંતીનાંદષ્ટવાન્નિરતંવ્રતે ॥ ૩૦ ॥**

વળી તે તીરપર રક્તવસ્ત્ર પહેરેલી તથા વ્રતાચરણમાં તત્પર એવી સુંદર નાગકન્યાઓ ગણેશની પૂજા કરે છે, એમ તેં જોયું. ૩૦.

**ઉપગમ્યશનૈસ્તત્રપૃષ્ટંતાસાંત્વયાવિભો ॥**
**આર્યાઃકિમેતન્મેસર્વંકથયધ્વંહિતત્વતઃ ॥ ૩૧ ॥**

હે રાજન્! તું આસ્તે આસ્તે ત્યાં ગયો તથા તે કન્યાઓને પૂછવા લાગ્યો કે, હે આર્ય સ્ત્રીઓ! આ તમે સર્વે શું કરો છો, તે મને વિસ્તારથી કહો. ૩૧.

નાગકન્યા ઉવાચ—**પૂજયામોગણપતિંવયંસિદ્ધિપ્રદાયકમ્ ॥**
**શાંતિદંપુષ્ટિદંનિત્યંસર્વવ્યાધિવિનાશનમ્ ॥ ૩૨ ॥**

**નાગકન્યાઓ** કહે છેઃ—સિદ્ધિને આપવાવાળા ગણપતિની અમે સર્વ પૂજા કરીએ છીએ, જે ગણપતિ શાંતિને આપવાવાળા, પુષ્ટિ આપવાવાળા તથા સર્વ પ્રકારના વ્યાધિનો નાશ કરવાવાળા છે. ૩૨.

પુનઃપૃષ્ટંત્વયાતત્રકિંદાનંપૂજ્યતેત્રકઃ ॥ ૩૩ ॥

ત્યાર પછી તેં તે કન્યાઓને પૂછ્યું કે, આ વ્રતમાં કયા દેવની પૂજા કરવામાં આવે છે તથા તેમાં શું દાન કરવામાં આવે છે? ૩૩.

સ્ત્રિય ઊચુઃ—**યદાતુત્પદ્યતેભક્તિર્માઘમાસિગણાધિપમ્ ॥**
**કૃષ્ણાયાંચચતુર્થ્યાંવૈરક્તપુષ્પૈઃપ્રપૂજયેત્ ॥ ૩૪ ॥**

**સ્ત્રીઓએ** કહ્યુંઃ—જ્યારે આપણને ભક્તિ થાય ત્યારે માઘ કૃષ્ણ ચતુર્થીએ ગણપતિનું રક્તપુષ્પોવડે પૂજન કરવું. ૩૪.

**ગંધધૂપૈશ્ચદીપૈશ્ચનૈવેદ્યૈર્ભક્તિસંયુતઃ ॥**
**વિવિધાન્મોદકાન્કૃત્વાપૂરિકાઘૃતપાચિતાઃ ॥ ૩૫ ॥**

તે જ રીતે ભક્તિયુક્ત થઇ ગંધ, ધૂપ, દીપ તથા નૈવેદ્ય ધરવું. આ નૈવેદ્યમાં નાનાપ્રકારના મોદકો તથા ઘીમાં તળેલી પુરીઓ લેવી. ૩૫.

**નૈવેદ્યંષડ્રસંસર્વંગણેશાયનિવેદયેત્ ॥**
**તતોગૃહીતંરાજેંદ્રત્વયાસંકષ્ટનાશનમ્ ॥ ૩૬ ॥**

આ રીતે છ પ્રકારના રસથી યુક્ત નૈવેદ્ય તૈયાર કરી ગણપતિને નિવેદન કરવું. આ સર્વ સાંભળી, હે રાજેન્દ્ર! તેં પણ સંકટને નાશ કરવાવાળું આ વ્રત ધારણ કર્યું. ૩૬.

અભવદ્ધનધાન્યંતેપુત્રપૌત્રસમન્વિતમ્ ॥
કસ્મિંશ્ચિત્સમયેરાજન્ધનમત્તેનચત્વયા ॥ ૩૭ ॥

આ વ્રતના પ્રભાવથી તને ધન, ધાન્ય, પુત્ર તથા પૌત્ર સર્વ પ્રાપ્ત થયાં. કોઈએક સમયપર ધનથી મત્ત થયેલો તું, ૩૭.

વિસ્મૃતંતદ્વ્રતંયત્તુનૃણાંયત્તેનભૂતિદમ્ ॥
તતઃપ્રાપ્તંચપંચત્વમંતકાલઉપસ્થિતે ॥ ૩૮ ॥

મનુષ્યને સંપત્તિ આપવાવાળું આ વ્રત ભૂલી ગયો. ત્યાર પછી અંતકાળ આવી પહોંચવાથી તું મૃત્યુને શરણ થયો. ૩૮.

તત્પ્રભાવાદ્રાજકુલેવિશાલેપ્રાપ્તમુત્તમમ્ ॥
ત્વયાજન્મનૃપશ્રેષ્ઠરાજ્યંપ્રાપ્તંચઋદ્ધિમત્ ॥ ૩૯ ॥

આ વ્રતના પ્રભાવથી તારો મહાન્ રાજકુળમાં જન્મ થયો તથા હે નૃપશ્રેષ્ઠ! તું અત્યંત સમૃદ્ધિવાળા રાજ્યને પામ્યો. ૩૯.

સુહૃન્મિત્રપ્રિયાયુક્તઃપ્રાપ્તોઽસિવિપુલંવસુ ॥
કૃતાવજ્ઞાવ્રતસ્યાસ્યતેનાપ્તંફલમીદૃશમ્ ॥ ૪૦ ॥

સુહૃત્, મિત્ર તથા પ્રિયાથી તું યુક્ત થયો તથા અત્યંત પૈસો ટકો તને મળ્યો. પણ તેં વ્રતની પૂર્વજન્મમાં જે અવજ્ઞા કરી, તેને લીધે તને આવું અનિષ્ટ ફળ પ્રાપ્ત થયું. ૪૦.

રાજોવાચ—કરિષ્યામ્યધુનાસ્વામિન્કથ્યતાંમમતદ્વ્રતમ્ ॥
યત્કૃત્વાસકલંરાજ્યપ્રાપ્યતેચમયાપુનઃ ॥ ૪૧ ॥

રાજા કહે છે—હે સ્વામિન્! તે વ્રત હું હવે કરીશ; માટે તે વ્રત મને વિસ્તારપૂર્વક કહો, કે જે કરવાથી મને ફરી સકળ રાજ્યની પ્રાપ્તિ થાય. ૪૧.

ઋષિરુવાચ—વ્રતસંકલ્પમાશુત્વંકુરુયેનનૃપોત્તમ ॥
પ્રાપ્સ્યસિત્વંનિજંરાજ્યંસંદેહંમાકુરુપ્રભો ॥ ૪૨ ॥

ઋષિ કહે છે—હે રાજશ્રેષ્ઠ! તું જલદી આ વ્રત કરવાનો સંકલ્પ કર, જેથી તને તારું રાજ્ય પ્રાપ્ત થશે. તેમાં તું સંદેહ મા કર. ૪૨.

ઇત્યુક્ત્વાસમુનિશ્રેષ્ઠોહ્યંતર્ધાનમગાત્તતઃ ॥
મુનેસ્તદ્વચનંશ્રુત્વાવ્રતસંકલ્પમાતનોત્ ॥ ૪૩ ॥

આ પ્રમાણે કહી, તે મુનિ ત્યાંથી અંતર્ધાન થઈ ગયા. મુનિનું વચન સાંભળી તેણે તે જ વખતે વ્રતનો સંકલ્પ કર્યો. ૪૩.

**રાજાચક્રેમુનિપ્રોક્તંસકલંતદ્‌વ્રતંશુભમ્ ॥**
**આયાતાઃસકલાસ્તસ્યમંત્રિભૃત્યાશ્ચસૈનિકાઃ ॥ ૪૪ ॥**

જે પ્રમાણે મુનિએ કહ્યું હતું, તે પ્રમાણે વ્રતસંકલ્પ કરી તેણે તે શુભ વ્રત કર્યું. આ વ્રતના પ્રભાવથી તેના મિત્રો, મંત્રીઓ, ભૃત્યો તથા સર્વ સૈનિક આવી મળ્યા. ૪૪.

**સમાયયૌનૃપશ્રેષ્ઠસ્તત્ક્ષણાત્સ્વયમેવહિ ॥**
**લબ્ધ્વારાજ્યંચસકલંગણેશસ્યપ્રસાદતઃ ॥ ૪૫ ॥**

તે રાજા પોતાને ઘેર આવ્યો તથા ગણેશની કૃપાથી તે જ ક્ષણે તેને પોતાનું સર્વરાજ્ય પ્રાપ્ત થયું. ૪૫.

**બુભુજેમેદિનીંરાજાપુત્રપૌત્રસમન્વિતઃ ॥ ૪૬ ॥**

પુત્ર પૌત્ર સહવર્તમાન તે રાજા પૃથ્વીને ભોગવવા લાગ્યો. ૪૬.

**તસ્માત્ત્વમપિરાજેંદ્રકુરુસંકષ્ટનાશનમ્ ॥**
**વ્રતંસિદ્ધિપ્રદંનૄણાંસ્ત્રીણાંચૈવવિશેષતઃ ॥ ૪૭ ॥**

માટે હે ધર્મરાજ! તું પણ સંકટને હરવાવાળું આ વ્રત કર. આ વ્રત મનુષ્યને તથા વિશેષે કરી સ્ત્રીઓને સિદ્ધિ આપવાવાળું છે. ૪૭.

યુધિષ્ઠિર ઉવાચ–**સવિસ્તરંવ્રતંબ્રૂહિકૃપયાકષ્ટનાશનમ્ ॥ ૪૮ ॥**

યુધિષ્ઠિર કહે છે–કષ્ટને નાશ કરવાવાળું આ વ્રત વિસ્તારથી મને કહો. ૪૮.

વ્યાસ ઉવાચ–**યદાસંક્લેશિતોરાજન્દુઃખૈઃસંકષ્ટદારુણૈઃ ॥**
**પુમાન્કૃષ્ણચતુર્થ્યાંતુતદાપૂજ્યોગણાધિપઃ ॥ ૪૯ ॥**

વ્યાસ કહે છેઃ–હે રાજન્! જે વેળા મનુષ્યને અત્યંત સંકટ આવી પડે, તે વેળા કૃષ્ણ ચતુર્થીને દિવસે ગણપતિનું પૂજન કરવું. ૪૯.

**શ્રાવણેબહુલેપક્ષેચતુર્થ્યાંમાઘમાસિચ ॥**
**તસ્મિન્દિનેવ્રતંચાહ્યસંકષ્ટાખ્યંયુધિષ્ઠિર ॥ ૫૦ ॥**

આ સંકષ્ટી વ્રત શ્રાવણ વદ અથવા માઘ કૃષ્ણપક્ષની ચતુર્થીએ તો અવશ્ય કરી કરવું. ૫૦.

**પ્રાતઃશુચિર્ભવેત્સમ્યગ્દંતધાવનપૂર્વકં ॥**
**(નિરાહારોઽસ્મિદેવેશયાવચ્ચંદ્રોદયોભવેત્ ॥**
**ભોક્ષ્યામિપૂજયિત્વાત્વાંસંકષ્ટાત્તારયસ્વમામ્ ॥ )**
**સંકલ્પમાદૌકૃત્વૈવંસ્નાત્વાશુક્લતિલૈઃશુભૈઃ ॥ ૫૧ ॥**

પ્રાતઃકાળે ઉઠી દંતધાવન કરી, ઉદ્વર્તન તથા સફેત તલ લઈ સ્નાન કરવું તથા સંકલ્પ કરવો કે, હું ચંદ્રોદયપર્યંત નિરાહાર રહી તારું પૂજન કરીશ અને પછી ભોજન કરીશ. મારું સંકટમાંથી, હે દેવ ! રક્ષણ કરો. ૫૧.

આહ્નિકંતુવિધાયૈવપૂજાંકુર્વીતસુવ્રતઃ ॥
યથાશક્તિતુસૌવર્ણીંપ્રતિમાંચવિધાયવૈ ॥ ૫૨ ॥

હે સુવ્રત! સંધ્યાકાળનું આહ્નિક કર્મ કરી રહ્યા પછી યથાશક્તિ સુવર્ણની પ્રતિમા કરવી. ૫૨.

સૌવર્ણેરાજતેતાम्रेमृन्मयेवाथशक्तितः ॥
કુંભેપુષ્પફલૈઃપૂર્ણેદેવંતત્રૈવવિન્યસેત્ ॥ ૫૩ ॥

સોનાની, રૂપાની તથા જો શક્તિ ન હોય તો મૃત્તિકાની પ્રતિમા કરવી. વળી મૃત્તિકાના કુંભમાં તેની વિધિપૂર્વક સ્થાપના કરી, તેમાં ઉદક, પુષ્પ, ફળ વગેરે મૂકી, તેપર દેવની સ્થાપના કરવી. ૫૩.

શુભેદેશેન્યસેત્કુંભંવસ્ત્રંતત્રનિધાયચ ॥
પદ્મમષ્ટદલંકૃત્વાઉપચારૈઃપ્રપૂજયેત્ ॥ ૫૪ ॥

સુંદર જગ્યાએ કલશનું સ્થાપન કરી, પૂર્ણપાત્રપર વસ્ત્ર પાથરી, તેપર અષ્ટદલ કાઢી, અનેક પ્રકારના ઉપચારવડે પૂજા કરવી. ૫૪.

આવાહનંગણેશાયઆસનંપાપનાશિને ॥
પાદ્યંલંબોદરાયેતિઅર્ઘ્યંચંદ્રાર્ધધારિણે ॥ ૫૫ ॥

તે નીચે પ્રમાણેઃ–ગણેશાય નમઃ આવાહન, પાપનાશિને આસન, લંબોદરાય પાદ્ય, ચંદ્રાર્ધધારિણે અર્ઘ્ય, ૫૫.

વિશ્વપ્રિયાયાચમનંસ્નાનંચબ્રહ્મચારિણે ॥
વસ્ત્રંસર્વપ્રદાયેતિવક્રતુંડાયસૂત્રકમ્ ॥ ૫૬ ॥

વિશ્વપ્રિયાય આચમન, બ્રહ્મચારિણે સ્નાન, સર્વપ્રદાય વસ્ત્ર, વક્રતુંડાય સૂત્ર, ૫૬.

ચંદનંરુદ્રપુત્રાયપુષ્પંચગુણશાલિને ॥
ભવાનીપ્રિયકર્ત્રેચધૂપંદદ્યાદ્યથાવિધિ ॥ ૫૭ ॥

રુદ્રપુત્રાય ચંદન, ગુણશાલિને પુષ્પ, ભવાનીપ્રિયકર્ત્રે ધૂપ, ૫૭.

દીપંરુદ્રપ્રિયાયેતિનૈવેદ્યંવિઘ્નનાશિને ॥
તાંબૂલંસિદ્ધિદાયેતિફલંસંકષ્ટહારિણે ॥ ૫૮ ॥

रुद्रप्रियाय દીપ, विघ्ननाशिने નૈવેદ્ય, सिद्धिदाय તામ્બૂલ, संकटहारिणे ફૂલ, ૫૮.

દક્ષિણાંવિશ્વરૂપાયનીરાજનસુમાસુતે ॥
પ્રદક્ષિણૈકદંતાયનમસ્કારંવિનાયકે ॥ ૫૯ ॥

विश्वरूपाय દક્ષિણા, उमासुताय નીરાજન, एकदंताय પ્રદક્ષિણા, विनायकाय નમસ્કાર, ૫૯.

પુષ્પાંજલિંજગદ્ધાત્રેવિઘ્નરાજંક્ષમાપયેત્ ॥
એભિર્નામપદૈઃપૂજાંકૃત્વામાસયમાંશ્ચરેત્ ॥ ૬૦ ॥

जगद्धात्रे પુષ્પાંજલિ તથા विघ्नराजाय એ નામ કહી ક્ષમાપન કરવું. આ નામોવડે પૂજા કરી પછી દરેક માસના જૂદા જૂદા નિયમો લેવા. ૬૦

શ્રાવણેસપ્તલડ્ડૂકાન્નભસ્યેદધિભક્ષયેત્ ॥
આશ્વિનેતૂપવાસશ્ચકાર્તિકેક્ષીરસેવનમ્ ॥ ૬૧ ॥

શ્રાવણ માસમાં સાત લાડુનું ભક્ષણ કરીશ, ભાદ્રપદમાં દહીંનું સેવન કરીશ, આશ્વિન માસમાં ઉપોષણ, કાર્તિક માસમાં ક્ષીરસેવન, ૬૧.

માર્ગેમાસિનિરાહારંપૌષેગોમૂત્રપાનકમ્ ॥
તિલાનષ્ટશર્તમાઘેફાલ્ગુનેઘૃતશર્કરામ્ ॥ ૬૨ ॥

માર્ગશીર્ષ માસમાં નિરાહાર, પોષમાં ગોમૂત્રપ્રાશન, માઘ માસમાં આઠસો તલ, ફાગણમાં ઘી શાકર, ૬૨.

ચૈત્રમાસેપંચગવ્યંદૂર્વારસંતુમાધવે ॥
જ્યેષ્ઠેઘૃતંપલંભોજ્યમાષાઢેમધુભક્ષણમ્ ॥ ૬૩ ॥

ચૈત્રમાં પંચગવ્યનું, દૂર્વાનો રસ વૈશાખ માસમાં, જ્યેષ્ઠમાં પળના માપવાળું ઘી તથા આષાઢમાં મધનું ભક્ષણ કરીશ. ૬૩.

ઇતિમાસયમાન્કૃત્વાનરોમુચ્યેતસંકટાત્ ॥
ભુંજીયાદ્વાતત્રસપ્તગ્રાસાન્વાસ્વેચ્છયાસુખમ્ ॥ ૬૪ ॥

આ પ્રમાણે જે મનુષ્ય માસનિયમ કરે છે, તે મનુષ્ય સર્વ સંકટમાંથી મુક્ત થાય છે અથવા તો સ્વેચ્છાપ્રમાણે સાત ગ્રાસ ભોજન કરવું. ૬૪.

અશક્તશ્ચેત્તતઃસિદ્ધિર્ભવિષ્યતિનસંશયઃ ॥
એવંપૂજાપ્રકર્તવ્યાષોડશૈરુપચારકૈઃ ॥ ૬૫ ॥

જો અશક્ત હોય તો યથેચ્છ ભોજન કરવું. આમ ભોજન કરવાથી વ્રતસિદ્ધિ થશે, એમાં સંશય નથી. આ રીતે ગણપતિની ષોડશોપચારે પૂજા કરવી. ૬૫.

નાનાભક્ષ્યાદિસંયુક્તમુપહારંપ્રકલ્પયેત્ ।।
મોદકાન્કારયેદ્રાજંસ્તિલજાન્દશસંખ્યયા ।। ૬૬ ।।

નાના પ્રકારનું પકવાન્નયુક્ત નૈવેદ્ય સમર્પણ કરવું. હે રાજન્! અંદર તલ નાખી દશ મોદક કરવા. ૬૬.

દેવાગ્રેસ્થાપયેત્પંચપંચવિપ્રાયદાપયેત્ ।।
પૂજયિત્વાતુતંવિપ્રંભક્તિભાવેનદેવવત્ ।। ૬૭ ।।

પછી તેમાંથી પાંચ લાડુ દેવના મોઢા આગળ મૂકવા તથા પાંચ બ્રાહ્મણને આપવા અને તે બ્રાહ્મણનું ભક્તિયુક્ત થઇ દેવની માફક પૂજન કરવું. ૬૭.

દક્ષિણાંચયથાશક્તિદત્વાપંચૈવમોદકાન્ ॥
(સંસારપીડાવ્યથિતંસદૈવસંકષ્ટભૂતંસુમુખપ્રસીદ ॥
ત્રાયસ્વમામોચયકષ્ટસંઘાન્નમોઽસ્તુતેવિઘ્નવિનાશનાય)
ઇતિસંપ્રાર્થ્યદેવેશંચંદ્રાયાર્ધ્યંનિવેદયેત્ ।। ૬૮ ।।

તેને પાંચ મોદક આપી યથાશક્તિ દક્ષિણા આપવી. ત્યાર પછી હે સુમુખ ! હું સદૈવ સંસારપીડાથી વ્યથિત થયેલો અત્યંત સંકટયુક્ત છું, મને તે સંકટમાંથી મુક્ત કરો તથા મારું સંરક્ષણ કરો. હું આપને નમસ્કાર કરું છું. આ પ્રમાણે દેવની પ્રાર્થના કરી ચન્દ્રને અર્ધ્ય આપવો. ૬૮

બ્રાહ્મણાન્ભોજયેત્પશ્ચાદ્ગણેશપ્રીતયેસદા ।।
સ્વયંભુંજીતપંચૈવમોદકાન્બંધુભિઃસહ ।। ૬૯ ।।

ગણપતિને પ્રસન્ન કરવા સારૂ ત્યાર પછી બ્રાહ્મણોને ભોજન કરાવવું તથા બંધુસહવર્તમાન પાંચ મોદકનું પોતે ભક્ષણ કરવું. ૬૯.

અશક્તસ્ત્વેકમન્નંવાભુંજીતદધિસંયુતમ્ ।।
અથવાભોજનંકાર્યમેકવારંહિપાંડવ ।। ૭૦ ।।

હે પાંડવ! અશક્ત હોય તો તેણે એક વેલા દહીં ભાત ખાવા. તેમ કરતાં પણ વધારે અશક્તિ હોય તો એકવાર ભોજન કરવું. ૭૦.

ભૂમિશાયીજિતક્રોધોલોભદંભવિવર્જિતઃ ।।
વિસૃજ્યપ્રતિમાંદધાદાચાર્યાયસદક્ષિણામ્ ।। ૭૧ ।।

વ્રતને દિવસે ભૂમિપર શયન કરવું, ક્રોધ, લોભ તથા દંભનો ત્યાગ કરવો. વ્રત સંપૂર્ણ થયા પછી તે પ્રતિમા દક્ષિણાસહિત આચાર્યને આપવી. ૭૧

**ગચ્છગચ્છસુરશ્રેષ્ઠસ્વસ્થાનેત્વંગણેશ્વર ।।**
**વ્રતેનાનેવમેદેવયથોક્તફલદોભવ ।। ૭૨ ।।**

હે સર્વદેવશ્રેષ્ઠ! હે ગણેશ્વર! આપ, આપને સ્થાને પધારો. આ વ્રતવડે મને યથાયોગ્ય ફળ આપવાવાળા આપ થાઓ. ૭૨.

**ઉદ્યાપનંતુકર્તવ્યંચતુર્થ્યાંમાઘકૃષ્ણકે ।।**
**ગાણપત્યંકાર્યવિદમાચાર્યંવરયેદ્બુધઃ ।। ૭૩ ।।**

માઘ વદ ચોથને દિવસે ઉદ્યાપન કરવું. તેમાં બુદ્ધિમાન્ ગણપતિના ઉપાસક તથા યજ્ઞમાં નિષ્ણાત એવા આચાર્યનું વરણ કરવું. ૭૩

**એકવિંશતિવિપ્રાંશ્ચમોદકૈર્હોમમાચરેત્ ।।**
**અષ્ટોત્તરસહસ્રંવાશતમષ્ટોત્તરંતુવા ।। ૭૪ ।।**

બીજા એકવીશ બ્રાહ્મણનું ઋત્વિજ તરીકે વરણ કરવું. વળી અગ્નિમાં ૧૦૦૮ અથવા ૧૦૮ મોદકોનો હોમ કરવો. ૭૪.

**અષ્ટવિંશતિમષ્ટૌવાવેદોક્તૈસ્તિલસર્પિષા ।।**
**સપત્નીકંસુવર્ણાદ્યૈર્ગોભૂવસ્ત્રાદિભૂષણૈઃ ।। ૭૫ ।।**

શક્તિ ન હોય તો ૨૮ અથવા ૮ મોદકોનો હોમ કરવો. વળી વેદોક્ત મંત્રવાળા ઘૃતમિશ્રિત તલનો હોમ કરવો. ત્યારપછી હિરણ્ય, ગાય, ભૂમિ, વસ્ત્ર તથા અલંકાર ઇત્યાદિ આપી સપત્નીક, ૭૫.

**આચાર્યંપૂજયેદ્રાજન્ગણેશસ્યપ્રતુષ્ટયે ।।**
**છત્રંચોપાનહૌદદ્યાત્કમંડલુગૃહાદિકમ્ ।। ૭૬ ।।**

આચાર્યનું ગણેશના સંતોષ અર્થે પૂજન કરવું જોઇએ. તેમ જ છત્રી, જોડા, કમંડલુ તથા ગૃહ આદિ આપવાં. ૭૬.

**એવંકૃતેવિધાનેઽસૌપ્રસીદતિનસંશયઃ ।।**
**પ્રતિમાસંતુયઃકુર્યાત્રીનબ્દાનેકમેવવા ।। ૭૭ ।।**

આ પ્રમાણે વિધિ કરવાથી ગણપતિ પ્રસન્ન થાય છે, એમાં સંશય નથી. સતત ત્રણ વર્ષપર્યંત અથવા એક વર્ષપર્યંત દરેક મહિને આ પ્રમાણે જે વ્રત કરે, ૭૭.

**અથવાજન્મપર્યંતંતસ્યદુઃખંકદાપિ ન ।।**
**દારિદ્ર્યંનભવેત્તસ્યસંકષ્ટંનકદાચન ।। ૭૮ ।।**

અથવા જન્મપર્યંત જે આચરણ કરે, તેને કદી કંઈ પણ દુઃખ થશે નહિ. તેનાં સર્વ દારિદ્રો નાશ પામશે તથા તેને સંકટ બાધ કરશે નહિ.

**વત્સરાંતેદ્વાદશવૈબ્રાહ્મણાન્ભોજયેત્તતઃ ।।**
**વિદ્યાર્થીલભતેવિદ્યાંધનાર્થીલભતેધનં ।। ૭૯ ।।**

વર્ષને અંતે બાર બ્રાહ્મણને ભોજન કરાવવું. આ પ્રમાણે જે વ્રત કરે છે, તે જો વિદ્યાર્થી હોય તો તેને વિદ્યા પ્રાપ્ત થાય છે, ધનાર્થી હોય તો તેને દ્રવ્ય પ્રાપ્ત થાય છે, ૭૯.

**પુત્રાર્થીલભતેપુત્રાન્સૌભાગ્યંચસુવાસિની ।। ૮૦ ।।**

પુત્રાર્થી હોય તેને પુત્રપ્રાપ્તિ થાય છે તથા સુવાસિની આ વ્રત કરે તો તેને સૌભાગ્ય પ્રાપ્ત થાય છે.

**શૃણ્વંતિયેવ્રતમિદંશુભમીદશંહિ**
**જીવંતિતેભુવિસુખંવ્રતપૂર્ણકામાઃ ।।**
**નિત્યંભવંતિલલનાઃપુરુષાઃસુખિન્યઃ**
**સત્પુત્રપૌત્રધનધાન્યયુતાઃપૃથિવ્યાં ।। ૮૧ ।।**

જે જે લોક આ વ્રતનું આચરણ કરશે તથા આ શુભ ચરિત્રને શ્રવણ કરશે, તે આ વ્રતના પ્રભાવવડે પૂર્ણકામ થઇ પૃથ્વીપર સુખચેનથી રહેશે. પુરુષ અથવા સ્ત્રી ગમે તે આ વ્રતના પ્રભાવવડે પુત્ર, પૌત્ર, ધનધાન્ય ઇત્યાદિકથી યુક્ત થઇ સુખી થાય છે. ૮૧.

**એવમુક્ત્વાતતોવ્યાસસ્તત્રૈવાંતરધીયત ।।**
**યુધિષ્ઠિરસ્તુતત્સર્વમકરોદ્રાજસત્તમઃ ।। ૮૨ ।।**

આ પ્રમાણે કહી વ્યાસ ત્યાંથી અંતર્ધ્યાન થઇ ગયા પછી રાજશ્રેષ્ઠ એવા ધર્મરાજે આ સંકષ્ટચતુર્થીનું વ્રત કર્યું. ૮૨.

**તેનવ્રતપ્રભાવેણસ્વરાજ્યંપ્રાપ્તવાન્નૃપઃ ।।**
**જિત્વારિપૂન્કુરુક્ષેત્રેધર્મેણાપાલયત્પ્રજાઃ ।। ૮૩ ।।**
**ઇતિશ્રીનારદપુરાણેસંકષ્ટવ્રતંસોદ્યાપનંસમાપ્તમ્**

તે વ્રતના પ્રભાવથી ધર્મરાજાને પોતાનું રાજ્ય ફરી પ્રાપ્ત થયું. કુરુક્ષેત્રમાં શત્રુઓને જિતી, પ્રજાનું ધર્મવડે પાલન કરવા લાગ્યા.

ઇતિ શ્રીસંકષ્ટચતુર્થીકથા સમાપ્તા.

શ્રી ગણેશાયનમઃ



# શ્રીગણેશ અથર્વશીર્ષની ટીકા.

ૐ **नमस्ते गणपतये**—હે ગણેશ! ત્રિગુણવિનિર્મિત સ્થાવર જંગમાત્મક સૃષ્ટિગણ (સમુદાય)ના તથા નિર્ગુણ-સગુણ બ્રહ્મ ગણના તમે પતિ (ઉપરી) છો, એમ શ્રુતિ, સ્મૃતિ અને ઇતિહાસોમાં પ્રતિપાદન કર્યું છે અને તેથી જ શાસ્ત્રોમાં તમારું ગણપતિ અથવા ગણેશ એવું નામ પ્રસિદ્ધ થયું છે. તે ગણપતિ એવા આપને શ્રેયની ઇચ્છાથી હું નમસ્કાર કરું છું.

વિવરણ—પ્રથમ બ્રહ્માના મુખથી આઠ લાખ શ્લોકનું પુરાણ નિકળ્યું. ત્યાર પછી કલિયુગમાં મંદ બુદ્ધિના જીવોને બોધ થવા સારુ દ્વાપરના અંતમાં વેદ વ્યાસે અષ્ટાદશ પુરાણો તથા ઉપપુરાણોની રચના કરી. તે અષ્ટાદશ પુરાણોમાં પ્રથમ બ્રાહ્મ નામના પુરાણમાં બુદ્ધિનું પરમ તત્ત્વ પ્રતિપાદન કરવા માટે નિર્ગુણ ગણેશનું વર્ણન કર્યું છે અને અન્તે રહેલા બ્રહ્માંડ પુરાણમાં પ્રણવ (ૐ)નું પ્રતિપાદન કરવા સગુણ ગણેશનું વર્ણન કર્યું છે. તેવી રીતે ઉપપુરાણોમાં પ્રથમ એવા ગણેશપુરાણમાં સગુણનિર્ગુણની ઐક્યતા બતાવનાર ગજવદન (હસ્તિના મુખવાળી) આકૃતિનું વર્ણન કર્યું છે અને અન્તે રહેલા મુદ્ગલ પુરાણમાં યોગમય ગણેશનું વર્ણન કર્યું છે. એ પ્રકારે અષ્ટાદશ પુરાણોમાં તથા ઉપપુરાણોમાં આદિ તથા અન્તના પુરાણોમાં શ્રી ગણેશથીજ વિષ્ણુની

ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ થાય છે. તેમજ અન્તે નિર્ગુણ ગણેશબ્રહ્મમાં સર્વનો લય થાય છે, એમ વર્ણન કરવામાં આવ્યું છે તેથી તથા "ब्रह्मणां ब्रह्मणस्पत" ઇત્યાદિ શ્રુતિ વાકયોથી સર્વે દેવોમાં ગણેશ જ મુખ્ય દેવ છે, એમ સિદ્ધ થાય છે. વળી ગણેશ એજ અનાદિ બ્રહ્મ છે, એમ શ્રુતિઓ પણ ગર્જના કરીને કહે છે કે–

"ॐगणेशो वै ब्रह्म । तद्विद्याद्यदिदं किं च । सर्वं भूतं भव्यं जायमानं च । तत्सर्वमित्याचक्षते । अस्मान्नातः परं किंचित् । यो वेद स वेद ब्रह्म । ब्रह्मैवाप्नोति तत्सर्वमित्याचक्षते"

ગણેશ એ જ અનાદિ બ્રહ્મ છે. તેનાથી આ જગત ઉત્પન્ન થયું છે, થાય છે અને થશે. ગણેશ જ સર્વત્ર વ્યાપીને રહેલા છે. તેના વિનાનો કોઇ પણ પદાર્થ નથી. એ પ્રમાણે જે જાણે છે, તે બ્રહ્મવિદ્ થઇને અન્તે બ્રહ્મરૂપ ગણેશને પામે છે તથા જન્મ મરણરૂપ દુઃખથી તે મુકત થાય છે. માટે પ્રત્યેક કાર્યો નિર્વિઘ્ને સિદ્ધ થવા માટે તેના આરંભમાં પ્રથમ ગણેશનું પૂજન અથવા સ્મરણ કરવામાં આવે છે. તેમજ ૐકાર પણ ગણેશનું જ સ્વરૂપ હોવાથી તેનો મંગલાચરણરૂપે સર્વત્ર પ્રથમ ઉચ્ચાર કરવામાં આવે છે. કદાચ શંકા થશે કે, જેમ શુભકાર્યોમાં ગણેશનું પૂજન તથા સ્મરણ કરવામાં આવે છે, તેમ મરણવેળા તથા શ્રાદ્ધાદિક અશુભ કાર્યોમાં કેમ તેનું પૂજન કરાતું નથી, એવી શંકા કરવી અયોગ્ય છે. કારણ કે શુભ, અશુભ પ્રત્યેક કાર્યોમાં ગણેશનું પૂજન અથવા સ્મરણ કરવાને શાસ્ત્રોએ આજ્ઞા આપેલી છે. જેમ—કે शैवैस्त्वदीयैरुत वैष्णवैश्च शाक्तैश्च सौरैरपि सर्वकार्ये । शुभाशुभे लौकिकवैदिके च त्वमर्चनीयः प्रथमं प्रयत्नात् ॥ इत्यादि. શિવભકતોએ, ગણેશભકતોએ, વિષ્ણુભકતોએ, દેવીભકતોએ તથા સૂર્યભકતોએ લૌકિક તથા વૈદિક સર્વે કાર્યોના આરંભમાં પ્રથમ, હે ગણેશ! તમારૂં યત્નપૂર્વક પૂજન કરવું જોઇએ. ગણેશગીતામાં પણ કહ્યું છે કે—यः स्मृत्वा त्यजति प्राणमन्ते मां श्रद्धयान्वितः । स यात्यपुनरावृत्तिं प्रसादान्मम भूभुज ॥ જે મરણ વખતે શ્રદ્ધાથી મારૂં (ગણેશનું) સ્મરણ કરતો પ્રાણને છોડે છે તે મારી કૃપાથી મોક્ષને પામે છે તથા જન્મ મરણરૂપ દુઃખથી મુક્ત થાય

છે. તેમજ "ज्येष्ठराजम्" એ શ્રુતિમાં મોક્ષદાતા તરીકે ગણેશને પિતૃઓમાં જ્યેષ્ઠરાજ (શ્રેષ્ઠ) કહ્યા છે. માટેજ ગયાશ્રાદ્ધમાં ત્યાં રહેલા ગણેશપાદોનું પૂજન કરવામાં આવે છે તથા મૃતપિતૃના મોક્ષ માટે ત્યાં પ્રાર્થના કરવામાં આવે છે. ગણેશ શબ્દનો અર્થ નીચે પ્રમાણે વેદાદિકમાં પ્રસિદ્ધ છે—

दृश्यादृश्यसमूहस्य गणशब्दोऽस्तिवाचकः । तस्येशत्वेन वेदेषु गणेशस्त्वं प्रकीर्तितः ॥ तेषां स्वामी गणेशानस्तं ज्ञात्वा योगिनः पुरा । शान्ति प्राप्ता विशेषेण योगशान्तिमयं परम् ।

अन्यच्चः—कथितं सामवेदे यच्छृणु वेदरहस्यकम् । येन त्वं शान्तिसंयुक्तो भविष्यसि न संशयः ॥ मनोवाणीमयं सर्वं दृश्यादृश्यस्वरूपकम् । गकारात्मकमेवं तत्तत्र ब्रह्म गकारकः ॥ मनोवाणीविहीनं च संयोगायोगसंस्थितम् । णकारात्मकरूपं तण्णकारस्तत्र संस्थितः ॥ विविधानि गकाराच्च प्रसूतानि महामते । व्रतानि तानि कथ्यन्ते तत्वरूपाणि योगिभिः । णकाराच्च प्रसूतानि ब्रह्माणि तानि योगिभिः । निरोधात्मकरूपाणि कथितानि समन्ततः ॥ गकारश्च णकारश्च नाम्नि गणपतेः स्थितौ । तदा जानीहि भो योगिन् ब्रह्माकारौ श्रुतेर्मुखात् ॥ तयोः स्वामीगणेशश्च योगरूपेण संस्थितः । तं भजस्व विधानेन शान्तिमार्गेण पुत्रक ॥ इति ॥

દૃશ્ય (જોઇ શકાય તેવું), અદૃશ્ય (ન જોઇ શકાય તેવું) સર્વે ચૈતન્યમય પદાર્થોના સમુદાયને કહેનારો ગણ શબ્દ છે. હે દેવ! તે ગણના તમે ઈશ્વર છો, માટે વેદોમાં તમને ગણેશ એ પ્રકારે કહ્યા છે. યોગશાન્તિરૂપે રહેલા સર્વોત્તમ એવા શ્રીગણેશને બરોબર જાણીને અનેક યોગીઓ પરમ શાન્તિને પામ્યા છે. વળી સામવેદના રહસ્યમાં પણ કહ્યું છે કે, મન અને વાણીથી ગ્રહણ કરાતા સર્વે દૃશ્ય અદૃશ્ય પદાર્થો ગકારરૂપ છે. તેવા અર્થમાં ગકાર રહ્યો છે તથા મનવાણીની પ્રવૃત્તિથી રહિત જે છે તે ણકારરૂપે છે. તેવા અર્થમાં ણકાર રહ્યો છે. ગકારાત્મક બ્રહ્મથી ઉત્પન્ન થયેલા અનેક પ્રકારના રૂપોને યોગીઓ તત્ત્વરૂપબ્રહ્મ કહે છે. તે પ્રમાણે ણકારાત્મક બ્રહ્મથી ઉત્પન્ન થએલાં રૂપોને

યોગીઓ નિરોધાત્મક બ્રહ્મ કહે છે. તે ગકાર તથા ણકાર ગણપતિના નામમાં રહેલા છે. તે ગકાર તથા ણકાર આદ્ય સર્વે પદાર્થોના ઈશ (નિયંતા)ને ગણેશ કહે છે. હે પુત્ર! તેને સર્વે દુઃખોની નિવૃત્તિ માટે ભજ. ઇત્યાદિ વિશ્વમાં જ્યારે જ્યારે ધર્મનો નાશ અને અધર્મની પ્રવૃત્તિ થાય છે ત્યારે ત્યારે શ્રીગણેશ અનેક અવતારોને લઇને તે અધર્મનો નાશ કરીને ધર્મનું સ્થાપન કરે છે. શ્રીગણેશના ઉત્તમ ચરિત્રો ગણેશાદિ પુરાણોમાં સારી રીતે વર્ણન કરવામાં આવ્યા છે. ૐ કારનો કરેલો પ્રથમ ઉચ્ચાર ગ્રન્થના મંગલાચરણને માટે છે. ओमित्यंतद्ब्रह्म इ० ૐ એ બ્રહ્મનું નામ છે. માટે જ આગળની શ્રુતિ કહે છે કે–तस्य वाचकः प्रणवः એ ૐકાર બ્રહ્મનો વાચક છે. ૐકારથી વાચ્ય બ્રહ્મ શ્રી ગણેશ છે. તેથીજ નિર્વિઘ્નતાસિધ્ધ્યર્થ યજ્ઞ, દાન ઈત્યાદિ સત્કર્મોના આરંભમાં તેનો (ૐ) પ્રથમ ઉચ્ચાર કરવામાં આવે છે. એજ શ્રી ગણેશ કહે છે કે–ૐ तत्सदिति परमं मामकं रूपमव्ययम् । आदावन्ते च तेनैव स्थित्वाऽघं नाशयाम्यहम् ॥ "ૐ તત્સત્" એ મારું અવ્યય તથા સર્વોત્કૃષ્ટ રૂપ છે. તે ૐકારરૂપી સ્વરૂપથી દરેક કર્મના આદિમાં તથા તે કર્મોના અન્તમાં 'તત્સત્' એ રૂપથી રહીને વિઘ્નોનો હું નાશ કરૂં છું.

त्वमेव प्रत्यक्षं तत्त्वमसि—જગતના મૂળકારણરૂપે તમે જ વેદાદિકથી પ્રતિપાદન કરવામાં આવ્યા છો.

त्वमेव केवलं कर्तासि—હે ગણેશ; તમેજ કેવળ સૂક્ષ્મ દેહથી આરંભીને સ્થૂલ દેહપર્યંત જગતના કર્તા છો.

त्वमेव केवलं धर्तासि—તમે જ પોતે જીવોને પ્રાકતન કર્માનુસાર આકૃતિ, નામ, રૂપ અને ભોગ (સુખ) આપીને તેઓનું (જીવાત્મક જગતનું) પાલન કરો છો.

त्वमेव केवलं हर्तासि—તમે જ પોતે જગતના સંહારકર્તા છો.

त्वमेव सर्वं खल्विदं ब्रह्मासि—આ સર્વ જગત્ બ્રહ્મમય છે,–તે બ્રહ્મ તમેજ છો.

त्वं साक्षादात्माऽसि नित्यम्—તમેજ પોતે જગતના સાક્ષાત્ આત્મારૂપે રહ્યા છો.

ઇતિ ગણેશનું અધિદૈવતત્વપ્રતિપાદન કરનારો પ્રથમ ખંડ સંપૂર્ણ. ૧.

**ऋतं वच्मि । सत्यं वच्मि**--હે ગણેશ ! તમે જ કેવળ કાર્યકારણ-રૂપે સર્વત્ર ઓતપ્રોત રહ્યા હોવાથી ઉપરોક્ત કથન સત્ય છે, એમ અસત્ય, આસુરભાવ અને અભિમાનને છોડીને હું સાચે સાચું કહું છું.

ઇતિ સ્વપ્રતિજ્ઞા નામનો દ્વિતીય ખંડ સંપૂર્ણ. ૨.

**अव त्वं माम्**--હે ગણેશ ! તમે સર્વના નિયંતા તથા રક્ષક હોવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરુષાર્થને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી તમારે શરણે હું આવ્યો છું. મારું અનેક વિઘ્નસમુદાયોથી રક્ષણ કરો.

**अव वक्तारम्**—તમારા યથાર્થ સ્વરૂપને તથા તમારી ઉપાસ-નાથી પ્રાપ્ત થતાં ઉત્તમ શ્રેયોનું સર્વત્ર પ્રતિપાદન કરીને, તમારા પવિત્ર નામનો જપ કરતો હું તમારે શરણે આવ્યો છું. હે પ્રભો ! ઈચ્છિત લાભો આપીને મારું રક્ષણ કરો.

**अव श्रोतारम्**--તમારી અથર્વશીર્ષ આદિ સ્તુતિ તથા પવિત્ર કથાને શ્રવણ કરનારો હું તમારે શરણે આવ્યો છું. મારૂં રક્ષણ કરો.

**अव दातारम्**-તમારી ઉપાસનાથી પ્રાપ્ત થતા ઉત્તમ લાભો અભક્ત જનોને સમજાવી તથા ભક્ત બનાવીને તેઓને તમારી ઉપાસના કરવા માટે પરંપરાગત અથર્વશીર્ષ આદિ ઉપાસનાનાં સાધનો હું આપું છું. આવા સ્વરૂપવાળા તમો મારૂં રક્ષણ કરો.

**अव धातारम्**-તમને કર્મોપાસના તથા જ્ઞાનયોગ અતિ પ્રિય હોવા-થી તેના સાધનો એકત્ર કરી તે પ્રમાણે તેની સાધના કરનારો જે હું તે મારૂં તમે રક્ષણ કરો.

**अवानूचानम्**--મહર્ષિઓએ સેવેલા તમને પ્રિય એવા માર્ગને સેવનારા ભક્તજનોને થતી શંકાનું સમાધાન કરનારો જે હું, તે મારૂં તમે રક્ષણ કરો.

**अव शिष्यम्**—જ્ઞાનશિક્ષા લેવામાં તત્પર એવો હું આપનો શિષ્ય છું. સદુપદેશ આપીને મારૂં રક્ષણ કરો.

**अव पश्चात्तात्**—પાછળથી આવતાં વિઘ્નોથી મારૂં રક્ષણ કરો.

**अव पुरस्तात्**—આગળથી આવતાં વિઘ્નોથી મારૂં રક્ષણ કરો.

अवोत्तरात्तात्–ઉત્તર દિશાથી આવતાં વિઘ્નોથી મારૂં રક્ષણ કરો.

अव दक्षिणात्तात्:—દક્ષિણ દિશાથી આવતાં વિઘ્નોથી મારૂં રક્ષણ કરો.

अव चोर्ध्वात्तात्—ઉપરથી આવતાં વિઘ્નોથી મારૂં રક્ષણ કરો.

अवाधरात्तात्—નીચેથી આવતાં વિઘ્નોથી મારૂં રક્ષણ કરો.

सर्वतो मां पाहि पाहि समन्तात्—તથા અંતરાયરૂપે આવતાં અનેક પ્રકારના વિઘ્નોથી સર્વત્ર મારૂં રક્ષણ કરો.

ઇતિ રક્ષણપ્રાર્થના નામનો તૃતીય ખંડ સંપૂર્ણ. ૩.

त्वं वाङ्मयस्त्वं चिन्मयः—હે ગણેશ! તમે વાચાથી વર્ણવાતા નામ તથા રૂપથી અભિન્ન ( જુદા નહિ ) હોવાથી વાણીમય છો. એટલે શબ્દ-બ્રહ્મરૂપે તમે જ રહ્યા છો. વળી આ જગતમાં સર્વત્ર પ્રવેશ કરીને રહેલો નામ, રૂપ અને અહંકારથી યુકત જે જીવ, તે પણ તમે જ છો.

त्वमानन्दमयस्त्वं ब्रह्ममयः—તમે આનંદમય તથા બ્રહ્મમય છો.

त्वं सच्चिदानन्दाद्वितीयोऽसि—તમે જ પોતે ત્રણકાળમાં અવિચ્છિન્ન એકસ્થિતિથી રહેનાર અદ્વિતીય સત્ છો. ચૈતન્યમય હોવાથી ચિત્ છો. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થામાં એક આનંદરૂપે રહેવાથી તમે આનંદમય છો.

त्वं प्रत्यक्षं ब्रह्मासि—સર્વ પ્રાણીમાત્રનાં હૃદયાકાશમાં પ્રકાશક-પણાથી રહેલા પ્રત્યક્ષબ્રહ્મરૂપ તમે જ છો.

त्वं ज्ञानमयो विज्ञानमयोसि—તમે જ્ઞાનમય તથા વિજ્ઞાનમય છો.

ઇતિ અધ્યાત્મક પ્રતિપાદક ચતુર્થ ખંડ સંપૂર્ણ. ૪.

सर्वं जगदिदं त्वत्तो जायते—અવ્યાકૃત એવા તમારાથી આ સ્થાવર જંગમાત્મક જગત્ ઉત્પન્ન થાય છે.

सर्वं जगदिदं त्वत्तस्तिष्ठति—આ જગત તમારા આધારથી જ રહે છે. કારણકે પાલકરૂપે રહેલા તમે એનું પાલન કરો છો.

सर्वं जगदिदं त्वयि लयमेष्यति—અને અન્તે મહાપ્રલયરૂપે રહેલા તમારે વિશે આ જગત્ લય પામે છે.

सर्वं जगदिदं त्वयि प्रत्येति—આપજ એક સત્યતત્ત્વ છો, એવો દઢ વિશ્વાસ આ જગત્ તમારે વિશે રાખે છે.

त्वं भूमिरापोऽनलोऽनिलो नभः—તમેજ પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને આકાશ એ પંચ મહાભૂતરૂપે રહ્યા છો.

त्वं चत्वारि वाक्पदानि—તમે પરા, પશ્યન્તિ, મધ્યમા અને વૈખરી એ ચાર વાણી, ચાર વેદ, ઉપનિષદો, શ્રુતિ, સ્મૃતિ અને પુરાણરૂપે રહ્યા છો.

ઇતિ અધિદૈવત વર્ણન નામનો પંચમ ખંડ સંપૂર્ણ. ૫.

त्वं गुणत्रयातीतः—હે ગણેશ! તમે અનેક જનોના મૂલાધારરૂપે રહ્યા છતાં પણ સત્વ, રજ અને તમો ગુણનાં પ્રકાશ, પ્રવૃત્તિ અને અજ્ઞાન, એ ત્રણ દોષોથી રહિત છો.

त्वमवस्थात्रयातीतः—તમે જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાના ધર્મોથી રહિત છો.

त्वं देहत्रयातीतः—તમે સ્થૂલ, સૂક્ષ્મ અને આનંદ એ ત્રણ દેહના વૃદ્ધિ, નાશ આદિ છ દોષોથી રહિત છો.

त्वं कालत्रयातीतः—તમે ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ એ કાલત્રયના ધર્મોથી રહિત છો.

त्वं मूलाधारस्थितोऽसि नित्यम्—તમે સર્વચક્રના આધારભૂત મૂલાધાર નામના ચક્રમાં પ્રણવરૂપે સદા રહો છો.

त्वं शक्तित्रयात्मकः—જગતને ઉત્પન્ન કરવું, જગતનું પાલન કરવું અને જગતનો નાશ કરવો, એ પ્રકારની ત્રણ શક્તિઓના આધારરૂપે તમે જ રહ્યા છો.

त्वं योगिनो ध्यायन्ति नित्यम्—કેવળ પ્રારબ્ધ કર્મભોગોને અનાસક્તિથી ભોગવનારા જીવન્મુક્ત યોગીપુરુષો સમાધિવડે પોતાના આત્મામાં આનંદ બ્રહ્મરૂપે રહેલા એવા તમારું નિત્ય ધ્યાન કરે છે.

त्वं ब्रह्मा—રજો ગુણ ધારણ કરીને બ્રહ્માના રૂપથી આ જગતને તમે ઉત્પન્ન કરો છો, માટે બ્રહ્મા એ તમારું રૂપ છે.

त्वं विष्णुः—તમે સત્ત્વગુણને ધારણ કરીને વિષ્ણુરૂપથી જગતનું પાલન કરો છો.

त्वं रुद्रः—તમોગુણ ધારણ કરીને સૃષ્ટિના સંહાર કરનારા રુદ્રરૂપે તમે છો.

त्वमिन्द्रः—તમેજ ત્રણ ભુવનના ઐશ્વર્યને ભોગવનારા ઇન્દ્રરૂપે રહ્યા છો.

त्वमग्निः—તમેજ સર્વે યજ્ઞોના ભોક્તા તથા સઘળા દેવતાઓના મુખરૂપે રહેલા અગ્નિ છો.

त्वं वायुः—પ્રાણીઓના જીવનને આધાર આપનારા વાયુરૂપે તમે જ રહ્યા છો.

त्वं सूर्यः—પોતાના ઉદય અસ્તથી દિવસ અને રાત્રીને જૂદાં પાડીને સર્વે જનોને કર્મમાં પ્રવર્તાવનારા સૂર્ય તમે છો.

त्वं चंद्रमाः—સઘળી ઔષધિઓને જીવન આપનારા ચન્દ્રરૂપે તમે રહ્યા છો.

त्वं ब्रह्मभूर्भुवः स्वरोम्—તમે જીવરૂપે રહ્યા છો. ભૂર્લોક (પૃથ્વી), ભુવર્લોક (અંતરિક્ષ) અને સ્વર્લોક (સ્વર્ગ) એ ત્રિભુવનરૂપે તમે જ રહ્યા છો. તમારું ખરું રૂપ ૐકાર છે.

ઇતિ અધ્યાત્મપ્રકાશક નામનો ષષ્ઠ ખંડ સંપૂર્ણ.

**गणादिं पूर्वमुच्चार्य वर्णादींस्तदनन्तरम् । अनुस्वारः परतरः अर्धेन्दुलसितम् । तारेण रुद्धम् । एतत्तव मनुस्वरूपम । गकारः पूर्वरूपं । अकारो मध्यमरूपम । अनुस्वारश्चान्त्यरूपम । बिन्दुरुत्तररूपम् । नादः सन्धानम् । संहिता सन्धिः । सैषा गणेशविद्या । गणक ऋषिः । निचृद्गायत्रीछन्दः । गणपतिर्देवता । ॐ गं गणपतये नमः ।**

પ્રથમ ગકાર, પછી અકાર, તદનન્તર અનુસ્વાર (.) એ ત્રણને એક સાથે ગોઠવી શક્તિરૂપી ૐકારને આગળ રાખતાં સઘળી સિદ્ધિ આપનારું ॐ गं એવું મંત્રરૂપી સ્વરૂપ શ્રી ગણેશનું સિદ્ધ થાય છે. એકાક્ષર મંત્ર ॐ गं એ ગણેશ સ્વરૂપનું જ્ઞાન આપે છે, માટે એને ગણેશ વિદ્યા કહે છે. એ મંત્રના ઉપદેષ્ટા ગણક નામના ઋષિ છે. એ મંત્રનો નિચૃદ્ ગાયત્રી છંદ છે તથા એ મંત્રના પ્રધાન દેવતા

શ્રીગણુપતિ છે. ૐ* ગં એવા એકાક્ષર મન્ત્રસ્વરૂપે રહેલા ગણુપતિ એવા તમને નમસ્કાર છે.

ઇતિ ગણેશ વિદ્યાપ્રતિપાદક નામનો સપ્તમ ખંડ સંપૂર્ણ. ૭.

**एकदन्ताय विद्महे वक्रतुण्डाय धीमहि । तन्नो दन्ती प्रचोदयात् ॥**

**एकदन्ताय† विद्महे**—એક એટલે માયા (મૂળ અજા પ્રકૃતિ) અને દંત એટલે તેનું દમન કરનાર (તેને નિયમમાં રાખનાર) નિયામક પુરુષ, તે રૂપે રહેલા શ્રીગણેશને અમે જાણીએ છીએ.

**वक्रतुण्डाय‡ धीमहि**—વક્રતુંડનું અમે ધ્યાન કરીએ છીએ.

**तन्नो दन्ती प्रचोदयात्**—દંતી એટલે માયાયુક્ત ગણના પતિ એવા ગણુપતિ અમને સદ્‌બુદ્ધિ આપો.

ઇતિ ગાયત્રીમંત્રપ્રતિપાદક નામનો અષ્ટમ ખંડ સંપૂર્ણ. ૮.

---

* એ એકાક્ષર મંત્રનો જપ કરવાથી ગણેશ અતિ પ્રસન્ન થાય છે અને જપ કરનારા ભક્તની સર્વે કામનાઓ (ઇચ્છાઓ) પૂર્ણ કરે છે. એ એકાક્ષર મંત્ર તથા એના જપનો વિધિ આગળ આપેલો છે.

† એકદંત એ ગણુપતિનું નામ છે. એનો અર્થ મુદ્‌ગલ પુરાણમાં નીચે પ્રમાણે આપેલો છે.

शब्दात्मिका माया तस्याः सर्वं समुद्भवम् । भ्रान्तिदं मोहदं पूर्णं नानाखेलात्मकं किल ॥ दन्तः सत्ताधरस्तत्र माया चालक उच्यते । बिम्बेन मोहयुक्तश्च स्वयं स्वानंदगो भवेत् ॥ माया भ्रान्तिमयी प्रोक्ता सत्ता चालक उच्यते तयोर्योगे गणेशोऽयमेकदन्तः प्रकीर्तितः ॥

એક એટલે માયા, તેથી આ સર્વ જગત ઉત્પન્ન થયું છે. એ જગત ભ્રાન્તિ તથા મોહ (અજ્ઞાન) ને પેદા કરે છે. કારણકે એ મોહક એવા ક્રીડા કરવાના પદાર્થોનું સંગ્રહસ્થાન છે. તેમાં માયાનો ચાલક સત્તાધીશ દંત (દમન કરનાર) પુરૂષ છે. તે બિંબ (મૂળ પરમાત્મા) પોતે ઉત્પન્ન કરેલી માયાનો આશ્રય કરીને પ્રતિબિમ્બરૂપે મોહક બને છે. વસ્તુતઃ તે સ્વયં સ્વાનન્દમય છે. માયા ભ્રાન્તિમય છે અને પોતે તેની ઉપર સત્તા ચલાવે છે. તે બેઉના યોગને સૂચવનારૂં એકદંત એવું ગણુપતિનું નામ કહેવાય છે. ‡ વક્રતુંડનો પણ અર્થ એજ પુરાણમાં નીચે પ્રમાણે આપેલો છે.

बिम्बं मायायुतं वक्रं मोहितं सिद्धिबुद्धिगम् । तद्भावं हन्ति तुण्डेन तेनायं वक्रतुण्डकः ॥ मायासुखं मोहयुक्तं तस्माद्वक्रमिति स्मृतम् । परं ब्रह्म तयोर्योगे

**एकदन्तं चतुर्हस्तं पाशमङ्कुशधारिणम् ।**
**रदं च वरदं हस्तैर्बिभ्राणं मूषकध्वजम् ॥**
**रक्तं लम्बोदरं शूर्पकर्णकं रक्तवाससम् ।**
**रक्तगंधानुलिप्ताङ्गं रक्तपुष्पैः सुपूजितम् ॥**
**भक्तानुकम्पिनं देवं जगत्कारणमच्युतम् ।**
**आविर्भूतं च सृष्ट्यादौ प्रकृतेः पुरुषात्परम् ॥**
**एवं ध्यायति यो नित्यं स योगी योगिनां वरः ॥**

એક દાંત અને ચાર હસ્તોને ધારણ કરનારા, તે પ્રત્યેક હસ્તોમાં અનુક્રમે પાશ, અંકુશ, દંત અને આયુધો તથા વરદ મુદ્રાને ધારણ કરનારા, ધ્વજામાં ઉન્દરના નિશાનવાળા, રકત શરીરવાળા, લંબોદર (મોટા પેટવાળા), સૂપડા જેવા કાનવાળા, લાલ વસ્ત્રધારી, લાલ ચન્દનથી શોભતા, રાતા પુષ્પોથી સારી રીતે પૂજાયલા, પોતાના ભકતો ઉપર દયાળુ, જગતના આદિકારણ, અચ્યુત (અવિનાશી), અધર્મીઓના નાશ માટે તથા ધર્મનું સ્થાપન કરવા માટે વારંવાર અવતાર ધારણ કરનારા, સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે પુરુષ અને પ્રકૃતિથી પર એવા પરબ્રહ્મરૂપી ગણેશનું જે મનુષ્ય એકાગ્રચિત્તથી ધ્યાન કરે છે, તે યોગી બનીને યોગીઓના સમુદાયમાં શ્રેષ્ઠ થાય છે.

ઇતિ ગણેશસ્વરૂપ ધ્યાન નામનો નવમ ખંડ સંપૂર્ણ. ૯.

**नमो व्रातपतये**—દેવ આદિ સર્વ જીવોના પતિ એવા તમને નમસ્કાર છે.

**नमो गणपतये**—બ્રહ્મા, વિષ્ણુ આદિ મુખ્ય દેવતાઓના ગણ (સમુદાય) ના અધિપતિ એવા તમને નમસ્કાર છે.

---

वक्रतुण्डोयमुच्यते ॥ कण्ठाधो मायया युक्तो मस्तकं ब्रह्मवाचकम् । वक्राख्यं तस्य विघ्नेश तेनायं वक्रतुण्डकः ॥

બિમ્બ (મૂળ પરમાત્મા) પોતાની પ્રકૃતિનો આશ્રય કરીને અર્થાત્ સિદ્ધિ બુદ્ધિ યુક્ત થઇને જગતરૂપે મોહિત બને છે. એ જગત માયાજન્ય મોહ (અજ્ઞાન) ને ઉત્પન્ન કરે છે માટે એને વક્ર (ભયંકર) કહે છે અને તે વક્રતાયુક્ત માયિક જગતનો તુંડથી (મુખથી) જ્ઞાનોપદેશ આપીને નાશ કરે છે. માટે ગણપતિને વક્રતુંડ કહ્યા છે. ઇત્યાદિ અર્થો છે.

**नमः प्रमथपतये**—શ્રેષ્ઠ પુરુષોના પતિ એવા તમને નમસ્કાર છે.

**नमस्तेऽस्तु लम्बोदरायैकदन्ताय विघ्ननाशिने शिवसुताय वरदमूर्तये नमः**—લંબોદર (મોટા પેટવાળા), માયાને નિયમમાં રાખનારા, વિઘ્નોને હણનારા, ભક્તજનોને વરદાન આપવામાં કુશળ, શિવના પુત્ર તમને નમસ્કાર છે.

ઇતિ સ્તુતિપ્રતિપાદક નામનો દશમ ખંડ સમાપ્ત.

**एतदथर्वशीर्षं योऽधीते स ब्रह्मभूयाय कल्पते ॥ स सर्वविघ्नैर्न बाध्यते ॥ स सर्वत्र सुखमेधते ॥ स पञ्चमहापापात्प्रमुच्यते ॥ सायमधीयानो दिवसकृतं पापं नाशयति ॥ प्रातरधीयानो रात्रिकृतं पापं नाशयति ॥ सायं प्रातः प्रयुञ्जानो अपापो भवति ॥ सर्वत्राधीयानोऽपविघ्नो भवति ॥ धर्ममर्थं कामं मोक्षं च विन्दति ॥ इदमथर्वशीर्षमशिष्याय न देयम् ॥ यो यदि मोहाद्दास्यति स पापीयान्भवति ॥ सहस्रावर्तनाद्यं यं काममधीते तं तमनेन साधयेत् ॥**

આ ગણેશ અથર્વશીર્ષનો પાઠ કરનાર ગણેશસ્વરૂપ થઇને દુર્લભ એવા મોક્ષને પામે છે. તેને માંગલિક કાર્યમાં કોઇપણ વિઘ્ન આવતું નથી. તે સર્વ રીતે સુખી થાય છે. તે બ્રહ્મહત્યા આદિ મહાપાપોથી મુક્ત થાય છે. સાયંકાળે આનો પાઠ કરવાથી દિવસના કરેલું પાપ નાશ પામે છે. સાયંકાળ તથા પ્રાતઃકાળે પાઠ કરવાથી પાઠ કરનારો મનુષ્ય નિષ્પાપ થાય છે. પ્રત્યેક કર્મના આરંભમાં પાઠ કરવાથી કર્તા વિઘ્નરહિત થાય છે. તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પામે છે. ગણેશની ભક્તિ નહિ કરનારા શિષ્યને આ ઉત્તમ અથર્વશીર્ષ જણાવવું નહી. જો કોઇ દ્રવ્યાદિકના લોભથી અભક્તને જાણાવશે તો તે પાપી થશે. આ અથર્વશીર્ષનો એક હજાર વખત પાઠ કરવાથી ઇચ્છિત કાર્યો સિદ્ધ થાય છે.

ઇતિ ફલશ્રુતિ નામનો ૧૧ મો ખંડ સંપૂર્ણ.

**अनेन गणपतिमभिषिञ्चति स वाग्मी भवति ॥ चतुर्थ्यामनश्नञ्जपति स विद्यावान् भवति ॥ इत्यथर्वणवाक्यम् । ब्रह्माद्यावरणं विद्यान्न बिभेति कदाचनेति ॥**

આ અથર્વશીર્ષવડે ગણપતિના ઉપર અભિષેક કરવાથી મનુષ્ય બુદ્ધિવાન્ થાય છે. ચતુર્થીને દિવસે ઉપવાસ કરીને આનો જપ કર-

વાથી વિદ્યા પ્રાપ્ત થાય છે તથા જગતને બંધન કરનારી માયાને ઓળખવા શક્તિવાન્ થવાય છે. તેથી તેને કોઇ પણ પ્રકારે ભય રહેતું નથી. આ અથર્વશીર્ષનું વચન છે.

यो दूर्वाङ्कुरैर्यजति स वै श्रवणोपमो भवति ॥ यो लाजैर्यजति स यशोवान्भवति स मेधावान्भवति ॥ यो मोदकसहस्रेण यजति स वाञ्छितफलमवाप्नोति ॥ यः साज्यसमिद्भिर्यजति स सर्वं लभते स सर्वं लभते ॥

દુર્વાથી ગણપતિનું પૂજન કરનાર કુબેર ભંડારી જેવો થાય છે. જે ધાણીથી ગણપતિનું પૂજન કરે છે તે કીર્તિ તથા બુદ્ધિને પામે છે. હજાર લાડુથી પૂજન કરનાર વાંચ્છિત મનોરથો મેળવે છે. ઘીવાલા સમિધોથી ગણેશનું, હોમાત્મક પૂજન કરવાથી સર્વ ઉત્તમ વસ્તુઓ પ્રાપ્ત થાય છે.

अष्टौ ब्राह्मणान्सम्यग्ग्राहयित्वा सूर्यवर्चस्वी भवति ॥ सूर्यग्रहे महानद्यां प्रतिमासन्निधौ वा जप्त्वा सिद्धमन्त्रो भवति ॥ महाविघ्नात्प्रमुच्यते ॥ महादोषात्प्रमुच्यते ॥ महाप्रत्यवायात्प्रमुच्यते ॥ स सर्वविद्भवति स सर्वविद्भवति य एवं वेद ॥

બ્રાહ્મણોને, આ અથર્વશીર્ષનું ઉત્તમ રહસ્ય સમજાવનાર, સૂર્ય જેવો તેજસ્વી થાય છે. સૂર્યગ્રહણ વખતે ગંગા, નર્મદા આદિ મહાનદીને તટે અથવા ગણેશ પ્રતિમાસમક્ષ અથર્વશીર્ષનો જપ કરવાથી વાક્સિદ્ધિ થાય છે. આનો પાઠ કરવાથી મહાવિઘ્નો તથા દોષોથી મુકત થાય છે. તેમજ મહાજ્ઞાની બને છે.

ઇતિ અનેક પ્રયોગ બનાવનારા ૧૨, ૧૩, ૧૪ ખંડ સંપૂર્ણ.
શ્રીગણેશ અથર્વશીર્ષ ટીકા સમાપ્ત.

ॐ सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै ॥ तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै

તે પરમેશ્વર અમારું રક્ષણ કરો. તે, ફળને પ્રકાશ કરી અમારું રક્ષણ કરો. તે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવા માટે અમોને સામર્થ્ય આપો. અમે જે કાંઇ અધ્યયન કર્યું હોય તે, તે પરમાત્માની કૃપાથી સફળ થાઓ. તેમ જ અમોને પરસ્પર દ્વેષ મા થાવો.

ॐ શાન્તિઃ, શાન્તિઃ, શાન્તિઃ.

श्रीः

# अथगणेशएकाक्षरमन्त्रः ॥

आचम्य प्राणानायम्य देशकालौ संकीर्त्य ॥ ॐ अस्य श्रीएकाक्षर-गणपतिमंत्रस्य गणकऋषिः निचृद्गायत्रीछन्दः गणपतिर्देवता गं बीजं ॐ शक्तिः श्री गणपतिप्रीत्यर्थे सकलाभीष्टसिध्यर्थे च जपे विनियोगः ॥ ॐ गणकऋषये नमः शिरसि ॥ निचृद्गायत्रीछन्दसे नमो मुखे ॥ गण-पतिदेवतायै नमो हृदये ॥ गं बीजाय नमः गुह्ये ॥ ॐ शक्तये नमः पादयोः ॥ अथ षडङ्गन्यासः ॥ ॐ गां अङ्गुष्ठाभ्यां नमः । ॐ गीं तर्ज-नीभ्यां नमः ॥ ॐ गुं मध्यमाभ्यां नमः ॥ ॐ गैं अनामिकाभ्यां नमः ॥ ॐ गौं कनिष्ठिकाभ्यां नमः ॥ ॐ गः करतलकरपृष्ठाभ्यां नमः ॥ अथहृदया-दिन्यासः ॥ ॐ गां हृदयाय नमः ॐ गीं शिरसे स्वाहा ॥ ॐ गुं शिखायै वषट् ॥ ॐ गैं कवचाय हुं ॥ ॐ गौं नेत्रत्रयाय वौषट् ॥ ॐ गः अस्त्राय फट् ॥ अथ ध्यानम् ॥ एकदन्तं चतुर्हस्तं पाशमङ्कुशधारिणम् । रदं च वरदं हस्तैर्बिभ्राणं मूषकध्वजम् ॥ रक्तं लम्बोदरं शूर्पकर्णकं रक्तवास सम् । रक्तगन्धानुलिप्ताङ्गं रक्तपुष्पैः सुपूजितं ॥ भक्तानुकम्पिनं देवं जगत्कारणमच्युतम् । आविर्भूतं च सृष्ट्यादौ प्रकृतेः पुरुषात्परम् ॥ नमामि शिरसा देवं गौरीपुत्रं विनायकम् ॥ ततो मानसोपचारैः पूजयेत् । तद्यथा । ॐ गणपतये नमः लं पृथिव्यात्मकं गन्धं परिकल्पयामि ॐ गणपतये नमः हं आकाशात्मकं पुष्पं परिकल्पयामि । ॐ गणपतये नमः यं वाय्वा-त्मकं धूपं परिकल्पयामि । ॐ गणपतये नमः रं तेजात्मकं दीपं परिक-ल्पयामि । ॐ गणपतये नमः वं अमृतात्मकं नैवेद्यं परिकल्पयामि । ॐ गणपतये नमः सं सर्वात्मकं तांबूलं परिकल्पयामि । ॐ गणपतये नमः सर्वोपचारार्थे नमस्करोमि ॥ ततो मन्त्रजपः । मन्त्रः । ॐ गं गणपतये नमः ॥ इति अष्टोत्तरशतं सहस्रवारं वा जपेत् । ततः उत्तरषडङ्गन्यासान् कृत्वा अनेन यथासंख्यया श्रीगणेशएकाक्षरमन्त्रजपकृतेन भगवान्वि-घ्नहर्ता गणपतिः प्रीयताम् न मम । इति संकल्प्य प्रणमेत् । ॐ रक्ष रक्ष गणाध्यक्ष रक्ष त्रैलोक्यरक्षक । भक्तानामभयं कर्ता त्राता भव भवार्णवात् ।

॥ इति एकाक्षरमन्त्रजपविधिः संपूर्णः ॥

श्री गणेशायनमः



# અથ ગણેશ એકાક્ષર મંત્રઃ



પ્રથમ આચમન તથા ત્રણ પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:-

**સંકલ્પઃ**-અત્રાદ્ય મહા માંગલ્યપ્રદે માસોત્તમે મારો શુભકારિણિ અમુક માસે અમુક પક્ષે અમુક તિથૌ અમુક વાસરે ૐ અસ્ય શ્રી એકાક્ષર ગણપતિ મંત્રસ્ય ગણક ઋષિઃ નિચૃદ્દ ગાયત્રી છંદઃ ગણપતિર્દેવતા ગંબીજં, ૐ શક્તિઃ, શ્રી ગણપતિપ્રીત્યર્થં સકલાભીષ્ટસિધ્યર્થં ચ જપે વિનિયોગઃ

**ન્યાસઃ**-ૐ ગણક ઋષયે નમઃ શિરસિ એમ કહી મસ્તક વિશે, નિચૃદ્દ ગાયત્રી છંદસે નમઃ એમ કહી મુખને વિશે, ગણપતિ દેવતાયૈ નમઃ કહી હૃદયને વિશે, ગંબીજાય નમઃ કહી ગુહ્યને વિશે તથા ૐ શક્તયે નમઃ કહી પાદને વિશે ન્યાસ કરવા.

**ષડંગન્યાસઃ**-ૐ ગાં અંગુષ્ઠાભ્યાં નમઃ કહી અંગુઠાને વિશે, ૐ ગીં તર્જનીભ્યાં નમઃ કહી અંગુઠાની જોડની આંગળી, ૐ ગું મધ્યમાભ્યાં નમઃ કહી મધ્યમ આંગળી વિશે, ૐ ગૈં અનામિકાભ્યાં નમઃ કહી અનામિકાને વિશે, ૐ ગૌં કનિષ્ઠિકાભ્યાં નમઃ કહી છેલ્લી આંગળીપર, તથા ગઃ કરતલ કર પૃષ્ઠાભ્યાં નમઃ કહી હથેલીને વિશે ન્યાસ કરવા.

**હૃદયાદિ ન્યાસ:**–ૐ ગાં હૃદયાય નમઃ કહી હૃદયને વિશે, ૐ ગીં શિરસે સ્વાહા કહી મસ્તકને વિશે, ૐ ગું શિખાયૈ વષટ્ કહી શિખાપર હાથ, ૐ ગૈં: કવચાય હું કહી મસ્તકની આગળ પાછળ હાથ ફેરવવો. ૐ ગૌં નેત્રત્રયાય વૌષટ્ કહી નેત્ર પર હાથ મૂકવો તથા ૐ ગઃ અસ્ત્રાય ફટ્ કહી તાલ વગાડવી.

**ધ્યાનમ:**–નીચેનો મંત્ર ભણી ગણપતિનું ધ્યાન ધરવું:–એક દંતં ચતુર્હસ્તં પાશમંકુશધારિણમ્। રદં ચ વરદં હસ્તૈર્બિભ્રાણં મુષક ધ્વજમ્॥ રક્તં લંબોદરં શૂર્પકર્ણકં રક્તવાસસમ્। રક્તગંધાનુલિપ્તાંગં રક્તપુષ્પૈઃ સુપૂજિતમ્। ભક્ત્યાનુકંપિનં દેવં જગત્કારણમચ્યુતમ્। આવિર્ભૂતં ચ સૃષ્ટ્યાદૌ પ્રકૃતેઃ પુરુષાત્પરમ્॥ નમામિ શિરસા દેવં ગૌરીપુત્રં વિનાયકમ્॥ ૧ ॥

માનસ ઉપચારવડે પૂજન:–

ગંધમ્:–ૐ ગણપતયે નમઃ લંપૃથિવ્યાત્મકં ગંધં પરિકલ્પયામિ કહી ગંધની કલ્પના કરવી.

પુષ્પમ્:–ૐ ગણપતયે નમઃ હં આકાશાત્મકં પુષ્પં પરિકલ્પયામિ કહી પુષ્પની કલ્પના કરવી.

ધૂપમ્:–

ૐ ગણપતયે નમઃ યં વાય્વાત્મકં ધૂપં પરિકલ્પયામિ કહી ધૂપની કલ્પના કરવી.

દીપમ્:–

ૐ ગણપતયે નમઃ રં તેજાત્મકં દીપં પરિકલ્પયામિ કહી દીપની કલ્પના કરવી.

નૈવેદ્યમ્:–ૐ ગણપતયે નમઃ વં અમૃતાત્મકં નૈવેદ્યં પરિકલ્પયામિ કહી નૈવેદ્યની કલ્પના કરવી.

તાંબૂલમ્:–ૐ ગણપતયે નમઃ સંસર્વાત્મકં તાંબૂલં પરિકલ્પયામિ કહી તાંબૂલની કલ્પના કરવી.

**નમસ્કાર:**–ૐ ગણપતયે નમઃ સર્વોપચારાર્થે નમસ્કરોમિ કહી નમસ્કાર કરવા.

મંત્રજપઃ-ગણેશ એકાક્ષર મંત્રઃ ॥ ગં ગણપતયે નમઃ કહી ૧૦૮ વાર અથવા હજાર વાર જપ કરવો.

**ઉત્તર ષડંગ ન્યાસઃ**-આગળ કહ્યા પ્રમાણે ષડંગ ન્યાસ કરવા.

**ઉત્તર સકલ્પઃ**-અત્રાદ્ય૦ અનેન યથા સંખ્યયા શ્રી ગણેશ એકાક્ષર મંત્ર જપકૃતેન ભગવાન્ વિઘ્નહર્તા ગણપતિઃ પ્રીયતામ્ નમમ એમ કહી સંકલ્પ કરી પ્રણામ કરવા.

**વિસર્જનઃ**-રક્ષ રક્ષ ગણાધ્યક્ષ રક્ષ ત્રૈલોક્ય રક્ષક । ભક્તાનામ-ભયંકર્તા ત્રાતા ભવ ભવાર્ણવાત્

ઇતિ એકાક્ષર મંત્ર જપ વિધિ સંપૂર્ણઃ

—: :—

## ॥ ૐ શ્રી ગણેશાયનમઃ ॥

અચ્યુતં કેશવં રામનારાયણં કૃષ્ણદામોદરં વાસુદેવં હરિમ્ ॥ શ્રીધરં માધવં ગોપિકાવલ્લભં જાનકીનાયકં રામચન્દ્રં ભજે ॥ ૧ ॥ અચ્યુતં કેશવં સત્યભામાધવં માધવં શ્રીધરં રાધિકારાધિતમ્ ॥ ઇન્દિ-રામન્દિરં ચેતસા સુન્દરં દેવકીનન્દનં નન્દજં સંદધે ॥ ૨ ॥ વિષ્ણવે જિષ્ણવે શઙ્ખિને ચક્રિણે રુકિમણી રાગિણે જાનકીજાનયે ॥ વલ્લવી-વલ્લભાયાર્ચિતાયાત્મને કંસવિધ્વંસિને વંશિને તે નમઃ ॥ ૩ ॥ કૃષ્ણ ગોવિન્દ હે રામ નારાયણ શ્રીપતે વાસુદેવા જિત શ્રીનિધે ॥ અચ્યુ-તાનન્ત હે માધવાધોક્ષજ દ્વારકાનાયક દ્રૌપદીરક્ષક ॥૪॥ રાક્ષસક્ષોભિતઃ સીતયા શોભિતો દણ્ડકારણ્ય ભૂપુણ્યતા કારણઃ ॥ લક્ષ્મણેનાન્વિતો વાનરૈઃ સેવિતોઽગસ્ત્યસંપૂજિતો રાઘવઃ પાતુમામ્ ॥ ૫ ॥ ધેનુકારિષ્ટ-કોઽનિષ્ટકૃદ્દ્વેષિણાં કેશિહા કંસહૃદ્વંશિકાવાદકઃ ॥ પૂતનાકોપકઃ સૂરજા-ખેલનો બાલગોપાલકઃ પાતુમાં સર્વદા ॥ ૬ ॥ વિદ્યુદુદ્યોતવાન્પ્રસ્ફુર-દ્વાસસં પ્રાવડભાદવત્પ્રોલ્લસ દ્વિગ્રહમ્ ॥ વન્યયા માલયા શોભિતોરઃ સ્થલં લોહિતાઙ્ઘ્રિ દ્વિયં વારિજાક્ષંભજે ॥ ૭ ॥ કુંચિતૈઃ કુન્તલૈ ભ્રાજઃ માનાનનંરત્નમૌલિં લસત્કુણ્ડલં ગણ્ડયોઃ ॥ હારકેયુરકં કઙ્કણપ્રોજ્વલં કિઙ્કિણીમઞ્જુલં શ્યામલં તં ભજે ॥ ૮ ॥ અચ્યુતસ્યાષ્ટકં યઃ પઠેદિષ્ટદં પ્રેમતઃ પ્રત્યહં પૂરુષઃ સસ્પૃહમ્ ॥ વૃત્તતઃ સુન્દરં કર્તૃ વિશ્વંભરં તસ્ય વશ્યો હરિ જાયતે સત્વરમ્ ॥ ૯ ॥

